ખંભાત નિવાસી



કવિ રેવાશંકર જયશંકર કૃત

# જળંધર આખ્યાન.

સોલ એજન્ટ.

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર

૩૦૩૫, પાનકોર નાકા—અમદાવાદ.

ખંભાત નિવાસી

કવિ રેવાશંકર જયશંકર કૃત

# જાળંધર આખ્યાન.

( સચિત્ર. )

છાપી પ્રસિદ્ધ કરનાર

હરિભાઈ દલપતરામ પટેલ.

ઠે. શાહપુર-અમદાવાદ.

સોલ એજન્ટ:-

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

૩૦૭૫, પાનકોર નાકા-અમદાવાદ.

આવૃત્તિ ૧૦ મી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૨ સને ૧૯૨૬

કીંમત રૂ. ૧-૪-૦

# પ્રસ્તાવના.

એક સમે મહાદેવજી પોતે કૈલાસમાં શાલિગ્રામની સેવા કરતા હતા, તે જોઈ પોતાના પુત્ર કાર્તિક સ્વામિયે તેમને પ્રશ્ન પૂછયો કે–હે પિતાજી આપ પોતે ઈશ્વર છતાં શૈલને કેમ સેવો છો? અને તુલસી શા માટે ચઢાવો છો? તે ઉપરથી શ્રી મહાદેવજીએ પોતાના પુત્રના મનનું સમાધાન કરવા માટે "જાળંધર આખ્યાન" એટલે વૃંદા વિષ્ણુના ચરિત્રની કથા કહી સંભળાવી હતી. તે પદ્મપુરાણની કથાનો એક ભાગ છે.

એ કથામાં જાળંધર કોણ, એની ઉત્પત્તિ કેવી રીતે થઇ, અને મૃત્યુ શી રીતે થયું, એણે પ્રથમ વિષ્ણુ, બ્રહ્મા અને મહાદેવ વગેરે સુરાદિ દેવોને શાથી હરાવ્યા, અને પાછળથી એને વિષ્ણુએ કેવી યુક્તિથી હરાવી મરાવ્યો, તેમ એની સ્ત્રી વૃંદા પણ કોની પુત્રી, એનું પતિવ્રતાપણું શી રીતે, કોણે છેતરી ભંગ કર્યું અને તેથી વૃંદા વિષ્ણુએ એક બીજાને શા શા શ્રાપ દીધા વગેરે સુબોધકારી અને અસરકારક આબેહુબ વર્ણન સાથે આ પુસ્તક રચી તૈયાર કરેલું છે.

દરેક સ્ત્રી પુરૂષે કેવી રીતે ચાલવું, એક બીજા પ્રત્યેના શા શા ધર્મ છે અને પોતાના ધર્મ અરેખરી રીતે બજાવ્યાથી તથા સરળ માર્ગે ચાલ્યાથી સ્ત્રી પુરૂષ પોતાની સંસારી ખટપટમાં કેવાં ફાવી શકે છે, મુવા પછી કેવા ઉત્તમ સુખને પ્રાપ્ત થાય છે વગેરે સુબોધ મળવા જોગ દાખલો આ પુસ્તક સમજપૂર્વક વાંચવાથી સારી રીતે મેળવી શકાય છે એમ સ્પષ્ટ માલમ પડે છે.

આ પુસ્તકની દરેક આવૃત્તિ કવિના હાથની લખેલી પ્રત પ્રમાણે સુધારવામાં આવેલી છે, છતાં કોઈ જગોએ કલમ દોષ રહ્યો હોય તો અમારા સુજ્ઞ વાંચનારાઓ દરગુજર કરશે એવી આશા છે.

પ્રકાશક.

જલંધર આખ્યાન




વિષ્ણુ
શ્રીલક્ષ્મી
ગરૂડ


જાલંધરનું સૈન્ય
જાલંધર
શ્રીલક્ષ્મીજી


શિષ્ય
તપેશ્રી
વૃંદા
વૃંદા




શ્રી કૃષ્ણ લિથો પ્રેસ નં. ૪ મુંબઈ. પ્રિં. બા. ના. મયેકર.

# અથ

૧૨૬૧૬

# શ્રી જાળંધર આખ્યાન.

---

શ્રી ગણેશાય નમઃ ।। અથ શ્રીકૃષ્ણની કૃપાએ કરીને વૃંદા વિષ્ણુ ચરિત્રની કથા પદ્મપુરાણે છે તે કવિ રેવાશંકરકૃત જાળંધર આખ્યાને પ્રારંભઃ

## અધ્યાય ૧ લો.

રાગ આશાવરી—શંભુસુતને વર્ણુવું પ્રેમે, પૂજીને લાગું રે પાય; વિધિતનયા વૃજરાજ સમરતાં, શુભ મતિ સ્વાધીન થાય. ૧ ગૌરીરે નંદન જય જગવંદન, વિઘ્નવિનાશન દેવ; સંકટહરણુ અધમઓધારણુ, સર્વ કરે જેની સેવ. ૨ લંબોદર શુભ લક્ષણુ પૂરણુ, પાવન પરમ પવિત્ર; કૃપા કરો કરૂણાના સાગર, વર્ણુવું વિષ્ણુ ચરિત્ર. ૩ એક સમે કૈલાસગિરિ પર, બેઠાં ઉમા અવિનાશ; વિષધર વિષ્ણુનું પૂજન કરતા, પહોંચવા ઉરનીરે આશ. ૪ પૂરણબ્રહ્મ પોતે અવિનાશી, ભવ ભયભંજન ભૂપ; અન્યો અન્ય ઉપાસના ધારે, હરિ હર એક સ્વરૂપ. ૫ શંકરે શાલિગ્રામને પૂજી, તુળશી ઉપર ધરી ત્યાંહે; સ્વામિ કારતિકને તવ પ્રગટ્યો, મહા સંદેહ મન માંહે. ૬ સુત શંભુની પ્રત્યેરે બોલ્યા, સાંભળો શ્રીમહાદેવ; શા કારણુથી શૈલતણી તમો, તાત કરો છો સેવ. ૭ તુળશીપત્ર ધરો શિર શાથી, ભ્રાન્તિ એ મુજનેરે ભારી; સુતનારે શંકા નિવારણુ કરવા, વળતી વદે

ત્રિપુરારી. ૮ શંભુ કહે સાંભળ ષડાનન, શંકા હરે ભવ ભૂપ; શાલિગ્રામ એ શૈલ ન કહાવે, વ્યાપક વિષ્ણુ સ્વરૂપ. ૯ તુળશી ત્રિભુવન પાવન તારૂણી, વિષ્ણુને વલ્લભ સહુ ગાય; થાળ વિષે એ પત્ર ધર્યા વિના, ખલકપતિ નવ ખાય. ૧૦ સાંભળી ત્યાં ષડાનન બોલ્યા, સાંભળો શંકર વાત; શ્રીવલ્લભ કેમ શૈલ થયા, કહો મુજને ત્રિભુવન તાત. ૧૧ વૃક્ષ સ્વરૂપ શ્રી વનિતા હરિની, જે કહાવે કમળારે કાન્ત; શૈલવૃક્ષ એ શાથી સરજ્યાં, ભારે મટાડો એ ભ્રાંત. ૧૨ શંકર કહે સુણ સ્વામિ કારતિક, જેમ તારો સંદેહ જાય; પદ્મપુરાણ વિષે તે વરણવી, પાવન પરમ કથાય. ૧૩ ઈશ્વર કહે એક હવો પૂર્વે, જાળંધર શૂરવીર; તેણે નર સુર સઘળારે જીત્યા, ધર્મધુરંધર ધીર. ૧૪ તેની તે વિનતા વૃંદા નામે, સતિ શિરોમણ આપ; વિષ્ણુએ તેને વિભળ કરી, માટે શ્રીજીને દીધોરે શાપ. ૧૫ વૃંદાને વિધિનું વરદાન હતું જે, ત્હારૂં સત્ય ન જાય; ત્યાં સુધી જાળંધર તારો, હરિહરથી ન જીતાય. ૧૬ તે જાળંધરનું સ્વરૂપ ધરીને, વિષ્ણુએ તેને રે ભોગી; વૃંદા વિભળ થઈ વિષ્ણુથી, તવ થઇ કંથ વિયોગી. ૧૭ પછી પ્રેમદાએ જાણ્યું ત્યારે, શાપ સતિયેરે દીધો; યોગી થઇને કપટ કર્યું, મારા કંથનો વધ તમે કીધો. ૧૮ યોગી વેષે વિભળ કરી મુને, કપટી કુંજવિહારી; તું નગરૂપી થા કોઇ હરશે, તપસી વનિતા

તારી. ૧૯ ઇશ્વર થઈ તેં આળ ચઢાવ્યું, ઉર મુજ કીધું ઉદાસ; શાપ કર્યો સૃષ્ટિકર્ત્તા પણ, રાખજો મુજને પાસ. ૨૦ હરિવર હું પીરસું તવ જમજો, ઇચ્છું એ જોડીને હાથ; મુજ વિના ગ્રહણ કાંઈ નવ કરવું, ઘો એ દીનાનાથ. ૨૧ શ્રીજી શાલિગ્રામ થયા ને, વૃંદાએ વૃક્ષતન લીધું; શાપે રાવણે તપસી થઇને, હરણ સીતાનું કીધું. ૨૨ સુણી ષડાનન શંકર વાયક, વળતી વદ્યા તેણીવાર; સંક્ષેપે સમજાય ન શંભુ, કહો સઘળો વિસ્તાર. ૨૩ કોણ જાળંધર કોનો સુત ને, ક્યાં કરતો તે રાજ; વૃંદા કોની દીકરી, કર્યું વિષ્ણુએ કપટ શા કાજ. ૨૪ કોણ જાતમાં જનમ્યો તે કહો, નિર્બળ કે બળવાન; રંક રાય કોણ હતો તે, વર્ણવો થઇ સાવધાન. ૨૫ શંભુ કહે ષડાનન પ્રત્યે, ગિરિ કૈલાસ છે જ્યાંહે; વાલ્મિકજી ભારદ્વાજને કહે છે, ગંગાના તટ માંહે. ૨૬ સૂતપુરાણી કહે શૌનકને, નિમિષારણ્ય મોઝાર; તુળશી ત્રિભુવન પાવન કેરા, જેમાં જશ વિસ્તાર. ૨૭ એકવાર ઇન્દ્રાસન પર બેઠા, સુરપતિ ભરી સભાય; બંદીજન બેઠા જશ ગાયે, આનંદ અંગ ન માય. ૨૮ ગંજ રથ ઘોડા પાયદ પાસે, ગાંધર્વ ગીતજ ગાય; કલ્પવૃક્ષ ને કામધેનુ તેથી, મનવાંછીત ફળ થાય. ૨૯ જળહળ ઝળકે મણિ મુક્તાફળ, વિદ્યુત ભાનુરે વર્ણ; શ્રી સરખી શચિ સેવામાં, કરે મહા મુનીનું મન હર્ણ. ૩૦ સુલોચના ચિત્રાંબરી;

ચતુરા, મૃદુવાંગી મનોહારી; કમળ કોમળા રસનિધી રંભા, ઉરવશી સકુમારી. ૩૧ હાવભાવ ને કામ કટાક્ષે, ઈન્દ્રને દરશ્યો ઉમંગ; જાણે જગકર્ત્તા નથી બીજો, મદ વાધ્યો મન સંગ. ૩૨ મુજ સાથે સંગ્રામ કરે એવો, સૃષ્ટિમાં સરજ્યો ન કોઇ; ભૂજબળ ભારે મન મદ વાધ્યો, જર જુવતીને રે જોઇ. ૩૩ સમૂહ સુર સુંદરીયો સાથે, ઇન્દ્ર થઇને ઉલ્લાસ; ગજ ઐરાવત પર ચઢી આવ્યો, પાર્વતિવલ્લભ પાસ. ૩૪ ગિરિ કૈલાસે ગરવી આવી, શંભુને લાગ્યો રે પાય; પશુપતિ પાસે પુરૂહુત બોલ્યો, સાંભળો શંકર રાય. ૩૫ સુર સ્વાધીન સુખ સંપત્તિ પૂરણ, પામિયો નહિ કાંઇ નુન્ય; ભૂ મંડળમાં ભય નહીં કોનો, તે કોઇ વૃદ્ધનું પુન્ય. ૩૬ ત્રણ લોક મુજ તાપે ત્રાસે, જીત્યા મેં સુર નરેશ; યોદ્ધો બતાવો કે યુદ્ધ આપો, એક તમે અવશેષ. ૩૭ ઈશ્વર કહે અલ્યા અસુર મતિ થઇ, ગરવે માં બોલ તું ગાજી; મશકની પેઠે કોક મસળશે, શક્ર કહે જુઓ બાજી. ૩૮ અવિદીત જાણી મુન્ય થયા ત્યાં, મઘવાશું મહાદેવ; પશુપતિ પ્રસન્ન કરવા માટે, તાન મચાવ્યો તતખેવ. ૩૯ તાલતંબુરો ને સતાર શરણી, ગુણીજન સુરથી રે ગાય; અપ્સરા એંસી કરોડ ત્યાં નાચે, રાગ રાગણી થાય. ૪૦ સપ્ત સુર નાટકી આલાપે, ત્રિદશ બેઠા રે ત્યાંહે; શંભુ શોક મટીને પ્રગટ્યો, આનંદ અંતર માંહે. ૪૧ માગ્ય

માગ્ય મહારૂદ્ર કહે, તેં નૃત્ય કરાવ્યો સારો; વિધિ વિષ્ણુ-પદ કહે તો અરપું. પુરૂં મનોરથ તારો. ૪૨.મઘવા કહે મેં દેવ ને દાનવ, નાગ કિન્નર યક્ષ જેહ; ગુણુ ગાંધર્વ વિદ્યાધર જીત્યા, પન્નગ પર્વત તેહ. ૪૩ સૃષ્ટિમાં સરજ્યો નથી એવો, મેળવે મુજશું હાથ; ભુજબળ ભાર ઉતારણુ ઇચ્છું; એ આપો નિજ નાથ. ૪૪ કહો તો અંડ કટાહને ફોડું, કહો તો રવિ રથ ઝાલું; કહો તો મેરૂ મસ્તક મેલું, કે ભૂ રસા-તાળ ઘાલું. ૪૫ કહો તો આ કૈલાસ સમૂળાં, નાખું રવિ રથ માંહે; અતુલ ભૂજબળ સહ્યું ન જાએ, કરને પટકું ક્યાંહે.૪૬ ચંચળ આ કર ચળવળે છે, વેદ જાણ્યો જેમ શુદ્ર; જાણે પશુપતિ પકડી પટકું, રણુ ભોમે મહારૂદ્ર. ૪૭ એ વરને આપો અવિનાશી, વાત ન વદશો આડી; સો વાતે સંગ્રામ ન આપો તો, જઇશ ઉમા ઉપાડી. ૪૮ શચિપતિને શંકર કહે, અલ્યા ભ્રષ્ટ ગયું તુજ ભાન; જળ બુંદવત આ દેહ છે તેનો, માં ધર મૂઢ અભિમાન. ૪૯ શચિ સ્વર્ગનું સુખ ખોવાશે, શિર શત્રુ ગડગડશે; નાસ-તામાં નાકપતિ તુને, ભોમી ભારે પડશે. ૫૦ વિશ્રામ-પડશે ભૂમિ ભાગતાં, ભૂપતિ ખોશો ભારરે; ટળવળશે સહુ તારૂણી, ઉતરશે અહંકારરે. ૫૧ ઇન્દ્ર કહે આ દેહ છતાં, જો ન ધરૂં અભિમાન રે; રેવા ન શોભે શૂર વિના, સ્વર્ગ તથા સ્મશાન રે. ઇતિ શ્રી પદ્મ પુરાણે જાળંધરોપાખ્યાને

કવિ રેવાશંકર વિરચિતે ષડાનન શંકર પ્રશ્નોત્તર વર્ણો નામ પ્રથમોધ્યાયઃ ૧

## અધ્યાય ૨ જો.

રાગ ધનાશ્રી—વદે વાલ્મિક વળતા વચન, ભારદ્વાજ સુણો ધરી મન. ૧ સુત શૌનક પ્રત્યે વદે છે, સતમન્યુ કપાળીને કહે છે. ૨ ત્રિભુવન જીત્યા મૂકી મેં બાણ, વાળ્યો સહુ શૂરવીરનો ઘાણ. ૩ હાલે મેરૂ સૂણી મારી હાક, ચાલે ચઉદ લોક ચઢે ચાક. ૪ બાંધ્યા સૌના પડીકે રે પ્રાણ, બીજો અહંકાર આણે રે કોણ. ૫ આપો યોધ્ધો કે યુદ્ધને માંડો, શંભુ શિક્ષાનાં વાયક છાંડો. ૬ ચઢી સુણતાં તે શંભુને રીસ, ભારે શું થયું સુરપતી શિષ. ૭ એવો યોદ્ધો પ્રગટ કોઇ થાશે, લાજ નર સુર સર્વની જાશે. ૮ ત્રાહ્ય વરતશે ત્રણે રે લોક, પડશે સૃષ્ટિમાં સબળો રે શોક. ૯ જ્યારે જગત તણું દુઃખ જાગ્યું, તજી સુખ મઘવે દુઃખ માગ્યું. ૧૦ મળ્યાં પૂરવ જનમનાંરે પાપ, માગ્યો વર મૂકી શકે ને શાપ. ૧૧ ગયો ઇન્દ્ર પડીનેરે પાય, કોપ શંભુનો શાન્ત ન થાય. ૧૨ સ્વેદ શંકર શિર વધ્યો તાંહ્ય, લઇ મૂક્યો કમંડળ માંહ્ય. ૧૩ થયો બુદબુદ તે તતખેવ, જુએ જળમાં તેને મહાદેવ. ૧૪ બિંદુ કઠણ કમંડળમાં પડીયું, ત્યારે પાત્ર તે તહાં તડતડીયું. ૧૫ કહાડી મૂક્યું તે કુંડાની માંહ્ય, તોય આચ્છાદન કીધું રે ત્યાંહ્ય. ૧૬ ત્યાંથી કુંડમાં નાંખ્યું

જ્યારે, ફરે શૈલ શિખર સમ થયું ત્યારે. ૧૭ જોઇ કૌતક પડિયોરે ત્રાસ, તેડયા નંદી ભૃંગી ગણુ પાસ. ૧૮ દીસે દારૂણુ રાતુંરે ચોળ, જેમ સલિલમાં સૂર્યનાં ગોળ. ૧૯ ત્રિપુરારી કહે એને તોડો, શિઘ્ર થઇ બુદબુદનેરે ફોડો. ૨૦ નંદી ભૃંગીયોચે તેમાં દાર, થાય તેમ તેમ વજ્ર આકાર. ૨૧ કુટી થાકયા ન ફુટયું રે જ્યારે, પૂછયું ત્રિપુરારીને જઇ ત્યારે. ૨૨ છે સઘન પ્રભુ બિંદુ ન ફુટયું, અમે કયાંસુધી માથું રે કુટયું. ૨૩ શંકર કહે શરે તેને તોડો, ફરતું શૈલ શિખર મારી ફોડો. ૨૪ ધાયા ગણુ શર સહાયક સાહી, તાકે ત્રિશૂળ તેમાં ધાઈ ધાઇ. ૨૫ શક્તિ સાંગ ગદાનેરે બાણુ, પડે પટ્ટી પરિઘ પાષાણુ. ૨૬ મારે ગણુ શર શસ્ત્ર ભમાવી, અડી તરત પડે પાછાં આવી. ૨૭ ટળ્યા મહા શુરવીરના ટેક, અડયું આયુદ્ધ અડે ન એક. ૨૮ તેને શંભુએ તો લાવી ત્યાંય, મૂકયું માનસરોવર માંય. ૨૯ થોડા દિનમાં થયું તે સવાયું, હતું નીર તે અરધું છવાયું. ૩૦ ત્યાંથી તોય નદીમાંરે તાગ્યું, ત્યારે સરિતાને શોષવા લાગ્યું. ૩૧ શંભુના સહુ ગણુ મળી તાંય, નાંખ્યું મહાસાગરજળ માંય. ૩૨ ઘોર ગર્જના અંડમાં થાય, સઘળા સિંધુના જીવ અકળાય. ૩૩ ભારી પુષ્ટ તનુ તે કરે છે, જાણે સિંધુને ઢાંકયું કે છે. ૩૪ દેહ સિંધુનો ત્યાં તડતડીયો, જાણે હોજમાં હાથી રે પડીયો. ૩૫ દ્રોણાચળ જળે કો ગયું ઘાલી,

એમ ઉદધી ત્યાં ઉઠયો રે હાલી. ૩૬ થઇ અવધી પુરણ જ્યારે તેહ. દિવ્ય પ્રગટયો ત્યાં દેવની દેહ. ૩૭ શુકલ પક્ષનો શશિવર જેમ, પામે વૃદ્ધિ કળા તેની તેમ. ૩૮ કરે ગરજના મહા ઉન્માદ, પહોંચે સ્વર્ગે સિંધુસુત નાદ. ૩૯ ખળભળિયાં તે સપ્ત પાતાળ, ડોલી ઊઠયા ત્યાં દશ દિગપાળ. ૪૦ દંત કુર્મના ત્યાં તડતડીયા, ભુલા ભાનુ શશિ રથ પડીયા. ૪૧ કરે નીરમાં નાસારે નાસ, ઉડે ઉદધીનું જળ આકાશ. ૪૨ જેના પગ પડે મેદની કંપે, ધાકે ધરણીનાં ધારણ ચંપે. ૪૩ ચીસ ચઉદ ભુવનમાં રે લાધી, છુટી શંભુ સનકની સમાધી. ૪૪ સુર સ્વર્ગ તણા ખળભળીયા, ઘણા માસના ગર્ભ તે ગળીયા. ૪૫ ફાટયું પગથી પાતાળનું પડિયું, ઉંચું આભે જઇ મસ્તક અડિયું. ૪૬ જોઇ ત્રાસ્યા ત્રિલોકીરે તાત, થાય આકાશે ઉલકાપાત. ૪૭ શ્વાસે શૈલ શિખર તે ભાગ્યાં, તારામંડળ તૂટવા લાગ્યાં. ૪૮ કરી ગર્જના ઘનસમ ગાજ્યો, ધ્રુવ ભાનુને મંડળે બાઝયો. ૪૯ મેરૂ સરખો મહા જળે ધાય, તેની પાસે ભૂનમતી જાય. ૫૦ ગ્રહે મચ્છ મગરનેરે ધીર, તાણી નાખે તે સાગર તીર. ૫૧ નાસાનાસ કરે જીવ જંત, જાણે કલ્પનો આવ્યોરે અંત. ૫૨ વીસવાર દીવસનીરે માંહ્ય, ખુંદી સિંધુ વળે ક્ષાણું માંહ્ય. ૫૩ ન સેહેવાયો તે તિક્ષણ ત્રાસ, આવ્યો ઉદધી તે ઇન્દ્રની પાસ. ૫૪ કર-

જોદ્ધાને લાગ્યો રે પાય, જાણે શક્ર કરે મારી સહાય. ૫૫ સિંધુ કહે મુજમાં સુર એક, તેના બળથી ત્રિલોકમાં છેક. ૫૬ હતા મીન મગર મહા ધીર, તાણી નાંખ્યા તે તોયથી તીર. ૫૭ છે કો અવતારી પુરૂષ એ અંગ, ભાગા ભૂમિ કર્યા નવ ખંડ. ૫૮ ઉભો ઉદધી કહે મુજમાં રે થાય, જાનુ સુધી મારૂં જળ જાય. ૫૯ ભૂખ્યો ભૂરી પ્રબળ એ થાશે, આખી બ્રહ્માની સૃષ્ટિને ખાશે. ૬૦ જાણે તમને એ પાડશે ત્રાસ, પછી પૂરશે સ્વર્ગમાં વાસ. ૬૧ વિશ્રામ—વાસ સ્વર્ગમાં પૂરશે, વારીશ વધો વચનરે; પૂર્વે શબ્દ સુણ્યા થકી, ત્રિદશ ધ્રુજ્યો તનરે. ૬૨ શક્ર સિંધુ સુર સર્વ લેઈ, તજી સ્વર્ગનો વાસરે; રૂષિગણ સાથે લઇ વળ્યો, પંકજસુતની પાસરે. ૬૩

ઇતિશ્રીપદ્મપુરાણે જાળંધરોપાખ્યાને રેવાશંકરવિરચિતે શંકરસ્વેદોદ્ભવપુત્રોત્પત્તિનામદ્વિતીયોધ્યાયઃ ૨

## અધ્યાય ૩ જો.

રાગ મેવાડો—પુરૂહુત આવ્યો પોકારતો હો પ્રજાપતિ રે, રાખો શરણે મુને મહારાજ કરોને કૃપા અતિ રે; જળધીમાં પુત્ર કો પ્રગટીયો હો પ્રજાપતિરે, તેણે વિશ્વને આણ્યુંરે વાજ કરોને કૃપા અતિરે. ૧ ઉદધી મધ્ય ઉભો રહે હો પ્રજા૦, જળ જાનુ સમાણું જણાય કરોને૦; કર વડે સૂર્યને સોમના હો પ્રજા૦, રથ રોકી રાખ્યા ન ખસાય કરો-

ને૦ ૨ સ્વર્ગ સુધી એના શબ્દો હો પ્રજા૦, પડછંદા પડે ન ટકાય કરોને૦; ગર્ભ ગળે સુણી ગર્જના હો પ્રજા૦, કહ્યો કાળ થકી ન કળાય કરોને૦. ૩ વાત શુરાની વરણુવો હો પ્રજા૦, તમો સૃષ્ટિના સરજનહાર કરોને૦; ક્યાંથી પ્રગટીયો કોણ એ હો પ્રજા૦, કે કોઇ ઇશ્વરનો અવતાર કરોને૦. ૪ વિધી સુણીને વિસ્મે થયા હો પ્રજા૦, જોયું ધ્યાન કરી તતખેવ કરોને૦; ઈન્દ્ર પ્રત્યે એમ ઓચર્યા હો પ્રજા૦, એને જીતે ન દાનવ દેવ કરોને૦. ૫ સૃષ્ટિ મારીમાં ન સરજીયો હો પ્રજા૦, છે કો અકળ કહ્યો નવ જાય કરોને૦; બ્રહ્મસદન આ ડોલીયું હો પ્રજા૦, સુણી શબ્દ ન શૈલે ટકાય કરોને૦. ૬ અજ કહે ઇન્દ્ર તારા થકી સુણ સુરપતિરે, મુને વેદના વસમી થાય કરોને૦; ચાલો એ ચતુર નિહાળીયે સુણ સુરપતિ રે, જળધી તીરે સઉ સુર જાય કરોને૦. ૭ ઇંદ્ર કુબેર વરૂણ એ હો પ્રજા૦, દિવાકર નિશીકર આદિદેવ કરોને૦; સિંધુની તીરે સુર જઇ હો પ્રજા૦, સ્તુતિ ત્યાં વર્ણવે તતખેવ કરોને૦. ૮ અચળ પુરૂષ તમે કોણ છો હો પ્રજા૦, કહ્યું કોઇએ ન જોયે રૂપ કરોને૦; ભય પ્રગટ્યો બ્રહ્માંડમાં હો પ્રજા૦, છો કો બ્રહ્મ આ ભવનારે ભુપ કરોને૦ ૯ કે કાળ શિક્ષક છો તમો હો પ્રજા૦, નમે અજ ઇન્દ્રાદિક ઇશ કરોને૦; કે સૃષ્ટિને સંહારશો હો પ્રજા૦, કે છો જગત બીજ જુગદીશ કરો-

નેο. ૧૦ પ્રગટ પુરૂષ પોતે થઇ હો પ્રજાο, આપો સુર સહુને દરશન કરોનેο; સ્વરૂપ તણી શંકા મટે હો પ્રજાο, થાય નિશ્ચળ સરવનાં મન કરોનેο. ૧૧ સ્તુતિ મુનિગણુની સાંભળી હો પ્રજાο, કુદી આવ્યો સમુદ્રથી બહાર કરોનેο અજ યોનિના ઉછંગમાં હો પ્રજાο, બેસી દાઢી ગ્રહી નિરધાર કરોનેο. ૧૨ ધ્રુહિણુ તેવે સમે ધ્રુજ્યા હો પ્રજાο, જાણે ચિબુક કરશે ચૂર કરોનેο; ગરજી ઘન સમ બોલિયો હો પ્રજાο, થયા સ્તબ્ધ સૂણી સહુ શૂર કરોનેο. ૧૩ કોણુ તમો કેમ આવીયા હો પ્રજાο, હાલ શું છે તમારે કામ કરોનેο; આજ્ઞા શી છે અમ વિષે હો પ્રજાο, બોલ્યા પંકજ પુત્ર તે ઠામ કરોનેο. ૧૪ માતપિતા કોણુ તમ તણાં હો પ્રજાο, કેમ સિંધુમાં પૂર્યો વાસ કરોનેο; હું છું વિધી આ વિશ્વનો પ્રજાο, જોઈ પ્રાક્રમ આવ્યો તમ પાસ કરોનેο. ૧૫ સુણી સિંધુસુત બોલીયો હો પ્રજાο, મારો જળધી તાત ને માત કરોનેο; નામ મારૂં નિરૂપણુ કરો હો પ્રજાο, તમો વરદાયક વિખ્યાત કરોનેο. ૧૬ અધિપતિ થવા અતિ ઘણો હો પ્રજાο, મુને અંતરમાં અહમેવ કરોનેο; વળતી વિધી ત્યાં બોલિયા સુણુ સુરપતિ રે, તું અજીત ત્રિભુવન દેવ કરોનેο. ૧૭ જા તું સિંધુસુત વેગથી કહે પ્રજાο, નગ્ર જ્યાંહાં મથુરાં કહેવાય કરોનેο; ક્રૌંચક નામનો નરપતી કહે પ્રજાο, તેની વૃંદા છે કન્યાય

કરોને૦. ૧૯ તુજને તે પરણાવશે કહે પ્રજા૦, પછે સોંપશે ધન ગજરાજ કરોને૦; પતિવ્રતા છે તે પ્રેમદા કહે પ્રજા૦, તેથી જીત થશે જગકાજ કરોને૦. ૧૯ જ્યાંસુધી સ્ત્રી સત્ય રાખશે કહે પ્રજા૦, ત્યાંસુધી તારૂં કુશળ તન કરોને૦; હરિહરથી તું જીતાય નહિ કહે પ્રજા૦, વિધી કહે તુને મારૂં વચન કરોને૦. ૨૦ એમ કહીને આપી ગદા કહે પ્રજા૦, જેથી જશ થાયે નવ ખંડ કરોને૦; નામ જાળંધર તાહરૂં કહે પ્રજા૦, સુણી પ્રેમ ત્યાં વધ્યો પ્રચંડ કરોને૦. ૨૧ વિશ્રામ—પ્રચંડ પ્રેમ ત્યાં વાધીયો, નમિયો જોડી હાથ રે; તે મથુરાંને પંથે પળ્યો, ને સ્વર્ગે સુરનો સાથ રે. ૨૨ પ્રૌઢ ગદા પાણે ધરી, જેમ માતો ગજરાજ રે; રેવા રસિકને સમરતો, વળિયો કન્યા કાજરે. ૨૩

ઇતિશ્રી બ્રહ્મપુરાણે જાળંધરોપાખ્યાને રેવાશંકર વિરચિતે જાળંધરવિધીવરપ્રદાનોનામતૃતીયોધ્યાયઃ ૩

## અધ્યાય ૪ થો.

રાગ આશાવરી—વાલ્મિકજી ભારદ્વાજને કહે છે, સુત શૌનક પ્રત્યે ગાયજી; સ્વામિ કારતીકને શિવ કહે છે, પાવન પરમ કથાયજી. ૧ ગદા ગ્રહીને જાળંધર ચાલ્યો, ભાગતો પરવત પહાડજી; ઘનના સરખી ગરજના કરતો, કાળનાં ભાગે કમાડજી. ૨ એ રીતે જુમનાં તીરે આવી, ગંભીર ગર્જના કીધીજી; મથુરાં નગરી મહિપતિ સુણી,

હાકે હલાવી દીધાજી. ૩ નગ્રમાં નાસાનાસ કરે જન, પ્રાણુ નહીં કોઇ પાસેજી; ભુપતિ કૌંચકને ભય પ્રગટ્યો, જોધ્ધો કેમ એ જીતાશેજી. ૪ મહીપતિયે મન એમ વિચાર્યું, જુધ્ધે નહીં એ જીતાયજી; તેડી સચિવને સૈન્ય સમજાવ્યું, મળવા સનમુખ જાયજી. ૫ ઢોલ મૃદંગ નગારાં રે ગરજે, ઉડે અબીલ ગુલાલજી; ગુણિજન ગાન કરે મુખ આગળ, તેવો સમે સહુ તાલજી. ૬ નગ્રપતિ નિરમાન થઇને, મળીયો જાળંધર સંગજી; નગ્રમાં તેડીને વૃંદા તનયા, અરપી આણી ઉમંગજી.૭ જામાત્ર કરી જાળંધર રાખ્યો, અનુપમ આપ્યો અવાસજી; વસ્ત્ર આભુષણુ ભાવતાં ભોજનં, રમવા રંગ વિલાસજી.૮ એમ કરતાં મનમાં વિચાર્યું, જગતને જીતું જાઇજી; સૃષ્ટિમાં શાક વરતાવું સઘળે, સમરથ ભૂપતિ સાઇજી. ૯ ગજરથ ઘોડા શણુગારી સેના, આયુધ અંગે ધરીયાંજી; કટક કડાઝુડ કોડે લઇને. પલાણુ પાખરે કરીયાંજી. ૧૦ શકિત સાંગ ત્રિશુળ ને તોમર, ભોગળ ભીડી માળજી; દેશ જીતવા દદામા દેઈને,ચઢીયો ગજ ભૂપાળજી.૧૧ જળહળ નેજા નૌતમ ફરકે, ચંદ્ર સુરજનાં ચિત્રજી; ગરદ ઉડીને નભ છવાયું, સંગે શોભીતા મિત્રજી. ૧૨ કટકટી સેન આવ્યું કોકણુમાં, કલિંગ કાબુલ દેશજી; કરણાટક કુરંગ ને કાશી, નેપાળ પૂરવ નરેશજી. ૧૩ માગધ મારૂ મૈથિલ ભદ્રા,

કામરૂ કચ્છ કનોજજી; અંગ ને બંગ તિલંગ ને તળવી, ખલક તાણી કરી ખોજજી. ૧૪ સિંધુ સોરઠ મછ મલ્હારે, જીત્યો પર્વત પહાડજી; પૂરવ પશ્ચિમ ઉત્તર દક્ષિણ, રાજમાં વરતી રાઢજી. ૧૫ ગજ રથ ઘોડા રત્ન મણિ ને, કુંદન દ્રવ્ય અપારજી; હીરા માણેક વસ્ત્ર વિધવિધનાં, ગજ મોતીના હારજી. ૧૬ તેર ક્ષોણી સેના તતપર કીધી એકથી અધિકા એકજી; મહા શૂરવીરને સંગ્રામે જીત્યા, ત્રાસી ન મૂકે ટેકજી. ૧૭ ખચ્ચર ઊંટ અજાનેરે પાડા, ભરીયા ભાર અપારજી; શુક સારિકા ને હંસ કોકીલા, બોલે સાંજ સવારજી. ૧૮ સર્વ સૃષ્ટિની સમૃદ્ધિ લીધી, સંગે સઘળા ભુપજી; જાળંધર જગ જીતીને આવ્યાં, નગ્રે નિજ અનુપજી. ૧૯ આગળ ગજ જાળંધર કેરો, પાછળ સરવે નરેશજી; ઢોલ નિશાન નગારાં ઢમકે, આપ થયો અવનેશજી. ૨૦ પૂરની પ્રેમદા પોળે રે પોળે, પુષ્પ ગ્રહી રહી બારીજી; ઉભી અગાસી અટારીયે સરવે, વિધીયે વધાવે નારીજી. ૨૨ ઓવારણું લે અબળાઓ ઉભી, ગાંધરવીયો ગુણ ગાયજી; આગળ અપસરા નૃત્ય કરે છે, નર નારી નગ્રે ન માયજી. ૨૨ વૃંદા નારે નૃપતિ નિરખી, માણી મુક્તાએ વધાવ્યોજી; આણુજ ફેરવી અવનિ માંહે, અધિપતિ મંદિર આવ્યોજી. ૨૩ શુક્રાદિ દ્વિજ કામ કરે ઘેર, જાળંધર કેરે રાજજી; ચામર છત્ર ધરાયે ચોગમ, સુંદિર

સુખ સમાજજી. ૨૪ રત્ન સિંહાસને રાજારે બેઠો, આનંદમાં દિન જાયજી;કોટીક સૂર્ય તણી શોભાત્યાં, કવિએના વરણાયજી.૨૫ નર સુર સરવે નિશ્ચળ થઇ બેઠા,વરતે ન્યાય વિવેકજી; રેવા રસિક ઇચ્છાયે તેવે,ઉપન્યું કૌતક એકજી.૨૬વિશ્રામ—કૌતક એક ત્યાં ઉપન્યું,કર્ત્તાહરતા જુગદીશ રે; સભા મધ્યે આવી પડ્યું,સ્વરભાનુનું શિષ રે. ૨૭ સકળ સભા વિસ્મય થઈ, મુસ્તક દરશી ત્યાંય રે; જાળંધર તે જોઇને, ખેદ પામ્યો મનમાં ત્યરે. ૨૮ ઈતિ શ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિરેવાશંકર વિરચિતે દેશવિજયરસવરણો નામ ચતુર્થોધ્યાયઃ ૪

## અધ્યાય ૫ મો.

રાગ ધનાશ્રી—વળતી વાલ્મિકજી વદ્યા વાણી, કહે શૌનકને સૂતપુરાણી; સભા મણિ મુકતાનીરે છાજે, જાળંધર તે મધ્યે બિરાજે. ૧ નાટારંગ ત્યાં નૌતમ થાય, ગુણિજન ત્યાં ગાંધ્રવી ગાય; બંદીજન બેઠા જશ બોલે, જોતાં મુનિજનનાં મન ડોલે.૨ ઉભા શસ્ત્રધારી ત્યાં અનેક, બેઠા વિપ્ર જેમાં બહુ વિવેક; ત્યાં અચાનક કૌતક અડિયું, એક શિષ આકાશેથા પડીયું. ૩ જોઇ વિસ્મય થયા સહુજન, ચમક્યાં ચતુરતાણાં ત્યાં લોચન; વિબુ સરવે ત્યાં વિસ્મય થાય, અરે દૈવ આતે શું કહેવાય. ૪ ભયભીત સભા થઇ સારી, મહિપતિયે મન હિંમત ધારી;

વહાલ શિષ દેખી ઉર વાપ્યું, ઉઠી અધિપતિયે આસન આપ્યું. ૫ પૂછે જાળંધર હરખાઈ, કહો ક્યાંથી પધાર્યારે ભાઇ; વિના ધડ તમારૂં આ શિષ, પ્રાણ કયમ રહે તમમાં રે ઇશ. ૬ પૂર્વે આપણે ક્યાંનો મેળાપ, કોણે વધ કર્યું કહો શિર આપ; નામ ઠામ તમારૂં કહો ભાઇ, આગમનનું કહો પ્રયોજન ગાઇ. ૭ કહેવા સુણવાનું કારણ જેહ, કહો વિસ્તારી અમને રે તેહ; બોલ્યો સ્વરભાનુ વળતારે વાણી, સાંભળ અધિપતિ આદર આણી. ૮ આપણ બંનેનું દુઃખ કહેવા કાજ, આવ્યો છું સભામાં રે આજ; ઋષિ કશ્યપ કેરો હું બાળ, મારૂં રાહુ છે નામ ભુપાળ.૯ કેતુ મિત્ર છે મારો ભાઈ, પડ્યો તારક સ્થાનમાં જાઇ; શિષ છેદાયું મારૂં જેહ, સાંભળ કારણ કહું તુને તેહ.૧૦ એકવાર હરિહર સાર, અજ ઇન્દ્રાદિ મળી નિરધાર; તમ તાત જે સિંધુમાં આવી, નાખ્યો મંદ્રાચળ ગિરિ લાવી. ૧૧ વાસુકી નાગનાં નેતરાં કીધાં, મથી રત્ન તમારાંરે લીધાં; કીધું મંથને કપટ પ્રકાશ, રાખ્યા અસુરને આનન પાસ. ૧૨ સાહુ પુચ્છ મળી સુર તાંહે, કર્યું મંથન સાગર માંહે; વ્યાળે વમન કરી વિષ જ્વાળા, થયા અસુર અનુપ તે કાળા. ૧૩ ચૌદ રત્ન તે ન્યારાં રે કીધા, સંપી સુરે સહુ વ્હેંચી લીધાં; લોભી દેવે તકાસ્યોરે લાગ, આપ્યો અસુરને એમાં ન ભાગ. ૧૪ સુરે કામ કર્યાલયું તમારૂં,

સુણી કાળજું દાઝે અમારૂં; જો પહોંચે તો લ્યો ધરીને હામ, કહું રત્ન તે ચૌદનાં નામ. ૧૫ લક્ષ્મિ કૌસ્તુભ ને પારીજાંત, કામધેનુ ને વિષ વિખ્યાત; ઐરાવત શશિ મદિરા અમાપ, સુધા શંખ ને સારીંગ ચાપ. ૧૬ ધનંવંતરી ને રંભા નારી, ઉચ્ચૈશ્રવા એ ચૌદ ઉચ્ચારી; રહ્યો સિંધુ ત્યાં માથું રે કુટી, ગયા સુર સહુ મિલકત લુંટી. ૧૭ હું તો રત્નાકર સુખી સારો, થયો રત્ન ગયા પછી ખારો; ભોળા તાત તારાને ભમાવી, લીધાં પાપીએ રત્ન પટાવી. ૧૮ તારા તાતને મિત્રતા મારી, રૂવે મુજ પાસે શોક સંભારી; ખોઇ સંપત્તિ તે પરિતાપ, નથી જોવાતા એના અદાપ. ૧૯ કાલે આવીને સિંધુએ કીધું, મારૂં સહુ સુરે લુંટીને લીધું; ન દીઠું મુજમાં સુખ લેશ, પળ્યો પુત્ર દુઃખે પરદેશ. ૨૦ છતે વંશે મારી છત ભેળી, એમ કહીને રોયા મન મેલી; કરો દેવની ઉપર દાવો, લુંટી તાતની સંપત્તિ લાવો. ૨૧ તમ તાત સુખી જ્યારે થાય, ત્યારે અંતર દાહ ઓલાય; કર્યું કપટ દેવે જે દિશ, ખોયું સિંધુને કાજે મેં શિષ. ૨૨ તારા તાતનું પક્ષ મેં ઝાલ્યું, સુર સાથે બળ નવ ચાલ્યું; સુણી સ્વરભાનુની વાણી, બોલ્યો જાળંધર ઉલટ આણી. ૨૩ કોણ કોણ એ રત્નના ચોર, કહોને જોઉં તેનું જોર; ટાળો સંદેહ આણે રે દીશ, કયમ અમર થયું તમ શિષ. ૨૪ સિંધુ મથન કીધાંરે જ્યારે, તમો હુતા સમીપ શું ત્યારે;

મુને સંભળાવો એહ કથાય, પછી સ્વરભાનુ બોલ્યો રે ત્યાંય.

વિશ્રામ—ત્યાં સ્વરભાનુ બોલીઓ, સુણુ સિંધુસુત વાતરે; અસુર સુરે ઉદધી મથ્યો, અંતર કપટ અઘાતરે. ૨૬ અર્ધ ભાગ કરી આણીયા, અસુર વલોવવા કાજરે; રેવા રસિકે છળ કર્યો, તે સાંભળો કહું મહારાજરે. ૨૭ ઈતિ શ્રી પદ્મ પુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે સ્વરભાનુસભાસુભાષણોનામપંચમોધ્યાયઃ ૫

## અધ્યાય ૬ ઠ્ઠો.

રાગ મારૂ—વદે વાલ્મિકરે, ભારદ્વાજ શ્રવણે ધરે; સૂતપુરાણી રે, શૌનક પ્રત્યે ઉચ્ચરે. ૧ સ્વરભાનુ ત્યાંરે, ભુપને કહે સર્વથી; આજ તમ સમારે, સૃષ્ટિ વિષે સમર્થ નથી. ૨ મથ્યો સિંધુને રે, દેવ દાનવ બંને મળી; કાઢયાં રત્ન ત્યાં રે, સુરમાં પેઠો કાળે કળી. ૩ હરિહર મળીરે, અધર્મ અંતર આદર્યો; મદિરા પાઈનેરે, દૈત્યને દેવે દગો કર્યો. ૪ સુધા પાઈનેરે, સુરનું તે સંકટ કાપીયું; દીન દૈત્યનેરે, એકે રત્ન ન આપીયું. ૫ પહેલો પિયૂષનો રે, કુંભ અસુર લેવા લાગીયા; મોહની રૂપજ રે, હરિ ધરીને લેવા લાગીયા. ૬ કોટી અર્કનીરે, કાન્તિ ધરણીધરે ત્યાં ધરી; વાત વરવાની રે, કહીને તે કુંભ લીધો હરી. ૭ સભા સુરતણી રે, બેઠી સુધા પીવા કારણે; એણે ત્યાં ટાળીયા રે, અસુર બેસાડી બારણે. ૮ વરૂણ વન્હિને રે, વિષ્ણુ વિરંચી વાસવ સહુ;

સોમસૂર્યની રે, વચ્ચે આસન મારૂં હવું. ૯ સુરના સમો
રે, દેહ સુશોભિત મેં ધર્યો; શશિ સૂર્યે ત્યાં રે,સંકેત શ્રીપ-
તિને કર્યો.૧૦મેં અમૃત પીધું રે, વિષ્ણુને વેર ત્યાં વાપીયું;
મૂકી ચક્રનેરે, મસ્તક મારૂં કાપીયું. ૧૧ તેથી અમર આ
રે, મુસ્તક હું રાહુ રહ્યો; પૃષ્ઠ ભાગનોરે, કળી સાદશ કેતુ
થયો. ૧૨ સુર સુધા પીને રે, સહુ મનમાં સુખિયા થયા;
વ્હેંચી રત્નને રે, સુર સઘળા સ્વર્ગે ગયા. ૧૩ શંખ શ્રી
એને રે; કૌસ્તુભે સારિંગે તે હરિ;ચાર રત્નનીરે, ચતુર્ભુજે
ચોરી કરી.૧૪ પારિતજાંતનેરે,કામધેનુ મહિરા કહ્યો; ઐ-
રાવત રંભા રે, સ્વર્ગ સુર નાયક લેઇ વહ્યો. ૧૫ મુખ
સાતનોરે, અંશ્વ અરૂણુને આપીયો;સુધા કુંભ તે રે,શેષને
સદને સ્થાપીયો.૧૬ વિધુંત વિષંતણોરે, ઇશ થયો અભિ-
લાખિયો; ધનવંતરીનેરે, સઘળા સુરે મળી રાખીયો. ૧૭
જેમ અપુત્રનીરે,લક્ષ્મી લુંટાયે લોકમાં; તેમ તમ તાતનો
રે,પ્રાણુ સદા દહે શોકમાં.૧૮ છો સદાપુત્રરે, માટે મમત
મનમાં ધરો; લ્યોને રત્ન તે રે,યુદ્ધ અમરસાથે કરો.૧૯
સુત તમ સમા રે, વેરીની સાથે આફળે; ત્રંણુ રણુ થકીરે,
ટળશો તાતને કેઇ પળે. ૨૦ દુઃખ તાતનું રે, ભાગો તો
ભાગ્ય અપાર છે; નહિ તો ભૂપતિરે, તુજ બળને ધિકકાર
છે.૨૧ વૃથા ભૂપતિરે,જગતના જીતીવશ કર્યા; સુર શત્રુને
રે, નરપતિની નજરે ધર્યા. ૨૨ ટેક તાતનોરે, જો સબળો

તમને હશે; ગયું ઘર થકીરે, એ પણ પુનઃ આવશે. ૨૩ રિદ્ધ તાતની રે, પરઘેર જો પડી રહે ખલુ; તો જીવ્યા થકી રે, મહા જનને મરવું ભલુ. ૨૪ નથી પરીબળ રે, શું સુર સાથે ભીડવા; લાગ્યો મંદ તું રે, પામર જગતને પીડવા. ૨૫ હું તો સિંહજ રે, જાણું તુને છેટે રહ્યો; પાસે પ્રીછીયો રે, શિયાળ સુર સામો થયો. ૨૬ તુજ કારણે કઠણ રે, વચન કહું સર્વથી; તુંમાં ચોટીયોરે, સ્નેહ થતો ન્યારો નથી. ૨૭ એમ કહીનેરે, સ્વરભાનુ ઉઠયો સભા થકી; જાળંધરે તયાં-હાંરે, રાહુને રાખ્યો ત્યાં પછી. ૨૮ સુણો સ્વરભાનુરે, તાત રિપુ સુર જેટલા; કાઢી નાખું તે રે, ત્રણ ભુવન થકી તેટલા. ૨૯ મારા તાતનાં રે, રત્ન ચતુર્દશ તે હરૂં; ભવ બ્રહ્માનેરે, વતન વખુટા હું કરૂં. ૩૨ ઇન્દ્રાસન ખોદી રે, સિંધુ વિષે નાખું સહુ; વિધી વિષ્ણુની રે, બે પુરી પર બળતરા બહુ. ૩૧ સ્વર્ગ મૃત્યુને રે, પાતાળ શોધી પ્રાજે કરૂં; સહુ સુર તણી રે, લક્ષ્મીને લાડલી બે હરૂં. ૩૨ ત્રિભુવન તણી રે, જ્યારે સમૃદ્ધિ ભોગવું; ત્યાર પુંઠળરે, મારે અન્ન આરોગવું. ૩૩ શોધી સુર તણાં રે, મારે મૂળ તે કાપવાં; દેવ દેવીનાં રે, દાસ દાસી કરી થાપવાં. ૩૪ યુદ્ધ અમરશું રે, આદરૂં જો ઉરમાં ધરી; સભા સૈન્ય સહુરે, પુરપતીયે ટોળે કરી. ૩૫ ગુરૂ શુક્રનેરે, પૂછયું ત્યાં રાજે પ્રેમ ધરી; ચાલો સંગ્રામે રે, દેવની ઉપર દાવો કરી. ૩૬ વિશ્રામ—દેવ ઉપર દાવો

કરી, કરવો મહા સંગ્રામરે; ત્રાહ્ય ત્રાહ્ય ત્રિદશ વદી, તજે સ્વર્ગનો ઠામરે. ૩૭ આઠ વર્ષથી એંસીનો, યુદ્ધે તૈયાર ન થાયરે; રેવા ભુપ કહે ઘાણીમાં, કચરૂં તેની કાયરે. ૩૮

ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે સ્વરસમુદ્રમંથનવિધી વરણોનામ છઠ્ઠોધ્યાયઃ ૬

## અધ્યાય ૭ મો.

રાગ આશાવરી—વાલ્મિક વળતા એણીપેર બોલ્યા, સાંભળો ભારદ્વાજ; ઢંઢેરો દીધો નિજ નગ્રે, રણ ચઢવાને રે રાજ. ૧ તત્પર તૈયાર થઇ સહુ સેન્યા, વજડાવ્યાં રે નિશાન; કહે કાલે સંગ્રામે સજવું, ટેક ધરી તન તાન. ૨ રજની આજ વસેસ મંદીરમાં, ભુપે ભલામણ દીધી; જોદ્ધા સહુ ઉજાગરે સજતા, નરપતે નિદ્રારે કીધી. ૩ દિનકર ઉગ્યો સુર સહુ સજીયા, દાસે દદામું રે દીધું; કડે કમાલે કટક સજ્યું ને, રાયે ત્યાં રાવણું કીધું. ૪ કેશર ઘોળી કર્યો કસુંબો, કેશરીયા શણગાર્યા; જરકશી જામા સમ સુરવાળે, મુકુટ મનોહર ધાર્યા. ૫ કો બખ્તર પાખરને સાજે, આયુદ્ધ કોઇ સમારે; મજા કરે પોકારજ કોની, કોની તે વનિતા વારે. ૬ ઝુલ્યો જરકશી ગજ ઉપરે, ઘણુંણ ઘંટા વાગે; પાખરીયાએ પલાણ કરિયાં, રંગ મચ્યો ત્યાં રાગે. ૭ ગાડી ઘોડા ગજ રથપાળા, ઊંટ ને મહિષ અપાર; લટપટી પાઘ ધરી હલેંકતી, અસુર થયા અસ્વાર. ૮ સાંગ શક્તિ પરિઘ

પટ્ટી,તોમર ને ત્રિશૂળ; ખેડ ખડગ ખપ્પર તે ખટકે,વિપ-
રિત દળ વ્યાકુળ.૯ ચમકે ચંચળ અશ્વ અનોપમ, કોઇ
રહે છે ફરતા; કોઇ અંત્રિક્ષ રહ્યા અસ્વારો, ધરણુયે પગ
નવ ધરતા.૧૦ કો ઉડણુ અબલખી અનોપમ, કચ્છી કોઇ
કુમેદ; લાલ પીરોજા કલીંગ કાળા, સ્વેત ભૂખરા ભેદ.૧૧
કો જશચર કો જાંબુવરણા, રીંછ હરણ કો જાતિ; પાણી-
પંથા કોઇ પંખાળા, કો મદઝરતી માતી. ૧૨ હણુહણી
રહ્યા હરિવદના, કો શામ કરણના જોડા;પ્રવેશ પાવક માંહી
કરે કોઇ, ગંગાજળિયા ઘોડા. ૧૩ બબ્બે રાવત બાંગ ગ્રહે
પણ, વાજી રહે નહી વાર્યા; સોનેરી સામાન ધરીને, સાંક-
ળીયે શણગાર્યા. ૧૪ આભલિયા સરખા ગજ.અનોપમ,
મદઝર મહા બળવાન; કસી સૂંઢ સાથે તરવારો, ઝળકે
જરી નિશાન.૧૫ ત્રંબાળુ ને તુરાઈ ત્રીજું, દેશ દદામુ દીધું;
શંખનાદ નોબત ગજ ઘંટા, કટક કડાકુડ કીધું.૧૬ કો કે-
શરિયા વાઘા પેહેરી,કોઇ કાળા કોઇ રાતા;ફુલના સેસ શિષ
ધર્યા કોઇ,મધુ પીને મદમાતા.૧૭ અપાર દળ હોદશ ઉભું,
ત્યાં ભૂમિ ન ઝીલે ભાર; વૃંદા પાસે વિદાય લેવા, ભુવન
ગયો ભરથાર.૧૮ મહા સન્માન સતિયે કીધું, ઉત્તમ આ-
સન આપ્યું; અર્ઘ્યપાદ પૂજા કરી પ્રીતે, મુખ ચરણોદક
સ્થાપ્યું. ૧૯ જાળંધર જુવતીને કહે છે, સાંભળ વૃંદા રે
વાત; રત્ન ચૌદની ચોરી કરીને, બેઠા ત્રીભોવન તાત.૨૦

મારા તાત તણી જે સંપતિ, હવે દગો કરી લીધી; સુર સાથે સંગ્રામજ કરવા, સેન્યા તત્પર કીધી. ૨૧ વિદાય આપો વનિતા મુજને, તો સંગ્રામે હું જાઉં; રત્ન રાડ કરી લેઉં સઘળાં, સ્વર્ગપતિને સાહું. ૨૨ હરિહરનો ઉન્માદ ઉતારૂં, બ્રહ્મા ભૂતળ પાડું; ઈન્દ્ર તણું અભિમાન મૂકાવી, અમરાપુર ઉજાડું. ૨૩ જે સિંધુને સંકટ કરતા, તે ચાંચડવત ચોળું; રમા ઉમા ઇન્દ્રાણી લાવું, સુર સંગ્રામે રોળું. ૨૪ વૃંદા વચન સુણીને વળતી, સ્વામીને સમજાવે; જાણ્યું ઘરથી કંથ ગયા તો, ફરી ન પાછા આવે. ૨૫ વિશ્રામ—આવે પાછા નહીં ફરી, એ સતિનું અભિમાનરે; તનમાં ત્રાસ પડ્યો પછી, મહિલા મહા મતિવાનરે. ૨૬ કર જોડીને કરગરે, હૈયું નવ રહે હાથરે; રેવા રસિક સુર પક્ષમાં, નહી જીતાશે નાથરે. ૨૭ ઇતિશ્રી પદ્મપુરાણેજાળંધરોપાખ્યાનેકવિરેવાશંકરવિરચિતેસેનાસમુહવરણોનામસપ્તમોધ્યાય: ૭

## અધ્યાય ૮ મો.

રાગ કેદારો—વાલ્મિક ત્યાં વદેરે, સુત શૌનકની મત્યે ગાય; અબળા ઉચરે રે લાગી પ્રાણપતિને પાય. ૧ સુત જળધી સુણોરે, વરણી જે મુજ પાસે વાત; છે દિન હાલહાલરે, શત્રુવટ સુરની સંઘાત. ૨ હું અબળા તણીરે, બુદ્ધિ પ્રાણપતિ છે હીન; ભવ બ્રહ્મા હરીરે, સઘળા સુર તેને સ્વાધીન. ૩ પિયુ માં પરવરોરે, કરવા સુર સાથે સંગ્રામ; તમ

વિન છે નહીંરે, મારે રસિયા રત્નનું કામ.૪ દેવ દગો કરી રે, તમને દુઃખ દેશે ભરથાર; અળગા માં થશોરે, મારી સેજ તણા શણગાર.૫ હું મુખ જોઈનેરે, જીવું કાળજડાની કોર; અંતરમાં વસોરે, મારા ચિતડા કેરા ચોર.૬ પિયુજી ચેટને રે, ચોળે પ્રગટ થાશે શૂળ; ઘેર સુખ ભોગવો રે, ઝાઝો લોભ તે પાપનું મૂળ. ૭ સુર શઠ છે સહુરે, કરશે કપટ તમોને કંથ; માટે ના જશોરે,ઓ પાતળિયા યુદ્ધને પંથ. ૮ મણિધરને મુખે રે, કંથજી કર નવ ઘાલે કોય; નવનિત ના મળેરે,મહી તજી મથન કરતાં તોય.૯ ધનને ખાતી નથીરે, જીવું જીવણ તમને જોઈ; આ સંસારમાંરે, સગપણ કંથ વિના નહિ કોઈ. ૧૦ આ અભિમાનનો રે, ત્રિકમ નહીં નમવા દે ટેક; સત ચુકાવશેરે, છળીને છેલ છબીલો છેક.૧૧ન મળું નાથજીરે,સમરથ હું કરવા ઉપદેશ; પણ કેમ જીતશો રે, હરિહર બ્રહ્મા શ્યામ સુરેશ.૧૨ વાર્યું જો કરોરે, તો સુખ સઘળું હાથ; કયમ જશ પામશો રે, વઢતાં શ્રીવલ્લભની સાથ. ૧૩ કપટે કરી ગયો રે, રસિયા રાહુ તંમને બોધ; આપ અજાણ છો રે, કપરો કંસ અરિનો ક્રોધ. ૧૪ કંથ ન રાખીયેરે, કાચા કોઇને કહેથી કાન; કે મને મૂકશો રે, રસિયા રાજ રખડતી રાન. ૧૫ કરશે કંથજીરે, પુરૂષોત્તમ ત્યાં સુરની પક્ષ; વિધી વાંકો થયેરે, ડહાપણ કેમ નભશે છો દક્ષ.૧૬ અજીત હરી છે રે,

શું વઢવાનું તાન;રઢિયાળી નથીરે,રાઢી છે મઘનું મધુમાન. ૧૭ કો જીત્યો નથીરે, કરતાં સુર સાથે સંગ્રામ;હાર હૈયા તણા રે, હરિવર સાથે ઘાલી હામ.૧૮ આ સુખ સંપત્તિ રે, જીવન જે જોઇયે તે ઘેર; ગજ રથ ઘોડલા રે, મહાસુખ ને માધવની મેહેર. ૧૯ નવ ગ્રહે નાથજીરે, વાંકા થાતાં વિપરીત બુદ્ધ; ભજવે ભાવ તે રે, કરતાં અમરની સંગે યુદ્ધ.૨૦જય જીત્યા તણોરે, મળવો સુઝે નહિ સ્વામિન; માટે કરગરી રે, અબળા કહે થઇને આધીન. ૨૧ વેણુ વાટતાં રે, નાથ તપાસો લાધે ન તેલ; તમ જીત્યા તણો રે, કમળાપતિના કરમાં ખેલ. ૨૨ પડવું સેજમાં રે, તજવો મુશ્કેલ માયા પાશ; નાંખી નાથજીરે, લેવી ગજ પાસેથી ઘાસ. ૨૩ કયમ જીતાય ત્યાં રે, સામા સૃષ્ટિભંજન શિવ; નાથ નભે નહિરે, જગદાધારણુ સાથે જીવ.૨૪રૂઠે રામજી રે, તો કરવો કોનો આધાર; પાછળ છે નહિરે, પ્રીતમ પુત્ર પિતાની વ્હાર. ૨૫ માઠાં સુજનેરે, સ્વપ્નમાં આવે છે સ્વામિન; રણમાં જીતવું રે, તે તો ઇશ્વરને આધીન.૨૬ફરકે માહરૂં રે, પ્રાણજીવન જમણું લોચન; તનમાં ત્રાસ છે રે, માઠા થાય છે માન શુકન. ૨૭ થરથર ધ્રુજતી રે, મૌઢી પડી પેટડીયામાં ફાળ; કહું છું કરગરીરે, માનો ભય ભંજન ભૂપાળ. ૨૮ દેવી દોહ્યલીરે, બળિયા સુરની સાથે બાથ; નહિ દેખું ફરી રે, ચઢતાં રણમાં હરિને હાથ. ૨૯

વૃંદા ત્યાં વદી રે, લાગી જળધીસુતને પાય; ગરજી બો-
લિયોરે, વળતી ત્યાં જાળંધર રાય. ૩૦ કાયર કામનીરે, તેં
નવ કીધો મારો તોલ; આ ક્યમ ઉચરીરે, બળતરા પ્રગટે
એવા બોલ. ૩૧ વિધી સુરનાં રે, ખોટું ખલક વિષેથી મૂળ;
ત્રિદશ ના ટકેરે, જો ઈશ્વર હોયે અનુકૂળ. ૩૨ થાળી ઠો-
કતાંરે, ત્રાસે ત્રંબાળુ ધરનાર; તેમ એ તારૂણીરે, શું છે
સુર મુજને કરનાર. ૩૩ પગના પ્રહારથીરે, સળકે સૃષ્ટિ
ધારણ શેષ; વાંકો થાય નહિ રે, મારો કાળ પુરૂષથી કેશ.
૩૪ રત્ન હરી ગયોરે, કરીને કુમતિ કર્મ કઠોર; કેમ મૂકું
જતોરે, ચત્રુભુજ છે મારો ચોર. ૩૫ શ્રી સુદ્ધાં હરૂંરે, કાઢું
વિષ્ણુને વનવાસ; રણ રોળી કરૂંરે, તેવો ત્રિપુરારીને ત્રાસ.
૩૬ ધાઇ તે સમે રે, ભાગું વળતી બ્રહ્મસદન; જીતી ત્યાં
થકી રે, બેસું જઇને ઈન્દ્રાસન. ૩૭ પછી પાતાળમાં રે,
નિર્ધન કરૂં જઇ નવકુલ નાગ; આવો ક્યાં થકીરે, આવે
યુદ્ધ કરવાનો લાગ. ૩૭ દશ દિશ ડોલશે રે, મારી રણમાં
સુણીને હાક; જોજે તે સમેરે, ચઢશે ભૂમંડળ ચક ચાક. ૩૯
જશ જુગ વાપશેરે, પણ વરતાશે કાળો કેર; ત્યારે જાણજે
રે, લીધું વિશ્વપતિશું વેર. ૪૦ અને ભાવિ હશેરે, તો રણમાં
પડશે મુજ શિષ; સત્ય નવ ચુકશો રે, છળવા જો આવે
જુગદીશ. ૪૧ વિશ્રામ—જો આવે જુગદીશ છળવા,
પણ ના તજશો ટેક રે; જુવતી રણ જીત્યા તણા, મુજને

ભરોંસો એક રે. ૪૨ વળતી વૃંદા ત્યાં વદે, ભૂલું નહીં ભરથાર રે; આ અંતર કયાં આદર્યું, હૈયા કેરા હાર રે. ૪૩
ઇતિશ્રીપદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિરેવાશંકરવિરચિતે વૃંદાશિક્ષાવિનયવર્ણોનામ અષ્ટમોધ્યાયઃ ૮

## અધ્યાય ૯ મો.

રાગ સિંધુ—જંજાળી જીવડે, મુકિતની જુકિત ના જાણી; (એ રાગ) મનગમતા મુજને, મહા વનમાં કયમ મેલી; રાજ વિના રેહેવાશે કયમ મેં, કોણ અમારૂં બેલી; પાતળિયા પિયુજી,મહા વનમાં કયમ મેલી.ટેક-વણ સ્વામિ સંસાર વિષે કહો, કયમ મારૂં પણ રહેશે; દુરિજન લોક એકલડી જાણી, ના કહેવાનું કહેશે રે મનગમતા૦ ૧ પતિવ્રતાને પ્રાણ ગયે પણ, કંથ વિયોગ ન સારો; જે ભે કરો છો જીવણ મુજને,વેળા કંઇક વિચારોરે મનગમતા૦ ૨ અબળાનો અવતાર પરાધીન, પતિ પ્રત્યે નવ ચાલે; શુળી દુઃખ સુર સાથે વેર તે, શોકય થકી બહુ સાલે રે મનગમતા૦ ૩ શ્યામાને સુત હોય તો આવે, કોઇ દિન સુખનો વારો; બળવંતાજી મુજને બતાવો, કંઇ ઉગરવાનો આરોરે મનગમતા૦ ૪ ઝુરી ઝુરીને જીવ આ જાશે, જીવન પ્રાણ અમારા; નાથ ખમાય નહીં જે થાઓ, આ નેણાંથી ન્યારા રે મનગમતા૦ ૫ સતિને સ્વામિનું સુખ મીઠું, ખલક સહુ તે ખારો; કમળનયન કરવાને બેઠા,

મિથ્યા આ જનમારો રે મનગમતા૦ ૬ નથી જાણુતા નાથ એકલી, કેમ નિવેડો કરશે; જ્યાં જઇને ઉભાં રહીયે ત્યાં, ભોમી ભારે મરશે રે મનગમતા૦ ૭ કંથ તમે ક્યાંના હું ક્યાંની, શીદ આ પ્રીત લગાડી; મરમાળે મીઠે વચને મુને, મોહ મમતામાં પાડી રે મનગમતા૦ ૮નાથ નિકળો નગર તજી તો, ઉર આ ફાટી જાશે; મહા મંગળ મંદિર તે મુજને, ખાંતે ખાવા ધાશે રે મનગમતા૦ ૯ ભામની કેરો ભારજ ભાગે, સગાં ન રાખે કોઈ; પલક કલપ સમ કયમ જાશે મેં, રાત દિવસ તે રોઈ રે મનગમતા૦૧૦ કંથ તમે તરછોડો ત્યારે, વા ચોદશના વાશે; સૌ સાચાં જુઠાં માનીને, વહાલાં વેરી થાશેરે મનગમતા૦ ૧૧ નાથ વિના ન જવાય ઘેરથી, મહા સુંદર પટ પહેરી; આળ ધરે અણુઘટતું થાયે, કાંટો વાડનો વેરીરે મનગમતા૦૧૨ ખાનપાન નિદ્રા નવ આવે, ગમે નહિં ગીત ગાણું; દલ ખોલી કોને દેખાડું, નહિં ઠરવા ઠેકાણું રે મનગમતા૦૧૩મુગટ મણિ માથે ત્યાં સુધી, મણિ કરતાં પણ મોંઘી; નાથ વંખુટી નારી થાયે, કુશકા કરતાં સોંઘીરે મનગમતા૦ ૧૪ મુખ્તિયાર છો મન માને તેમ, કરશો કંથ કિશોર; શ્રે ઇચ્છો તે કાજ કરો, હું અબળાનું શું જોર રે મનગમતા૦ ૧૫ સુખે નાથ પળો સંગ્રામે, જીત તમારી થાજો; સત્ય ન ચૂકું સ્વામિ મારા, ચિત્ત ચાહે ત્યાં જાજોરે

મનગમતા૦ ૧૬ લ્યો આ પુષ્પ તણી વરમાળા, સઘળા સુર જીતાશે; વિભળ મતિ મારી થાશે તો,.આ પુલ કરમાઇ જાશે રે મનગમતા૦ ૧૭માયા ભેદ કરે નહિ તમને, વળી પાવકના બાળે; વિકાર વિષ કરે નહિ તમને, ભૂત પ્રેત ના ભાળે રે મન ગમતા૦ ૧૮ જળનું જોર ન ચાલે તમ પર, વાયુ વેગ ન મારે; હરિહરિ અજ ને ગાંધર્વાદિ, તે તમને જોઇ હારે રે મનગમતા૦ ૧૯ ગતિ કરે ધ્રુવમંડળ મેરૂ, મર્યાદા દધી મૂકે; અગતિ થાશે શ્યામ સમરતાં, તો વૃંદા સત્ય ચૂકે રે મનગમતા૦ ૨૦ પન્નગ પતિ ધરણી નવ ધારે, સરિતા સિંધુ સૂકે; વિધિ મંડળથી વન્હિ વરસે, તો ધૃંદા સત્ય ચૂકે રે મનગમતા૦ ૨૧ નર માંદા મોતી રહે ન્યારાં, શશી શીતળતા મૂકે; ઉદયાચળ અસ્તાચળ જાયે, તો વૃંદા સત્ય ચૂકે રે મનગમતા૦ ૨૨ મુજ સત્યનું તમ પાસ પારખું, એકે પુષ્પ નવ સૂકે; ત્યાં સુધી સુરનાં આયુદ્ધ તે,નાથ ન આવે ઢૂકે રે મનગમતા૦ ૨૩ જાવો જીત થાશે સુર સાથે, સંગ્રામે સુખકારી; વેહેલા વળજો પ્રાણપતિ છો, જીવનદોરી મારી રેં મનગમતા૦ ૨૪ વિશ્રામ—મારી જીવનદોરી છો, ભવ ભોગી ભરથારરે; તમમાં તે બળ આવજો,જે બળ હસ્તી હજારરે. ૨૫ પતિને પુષ્પે વધાવિયો,વૃંદા લાગે પાયરે;રેવા રસિકને જીતવા, જો જાળંધર જાયરે. ૨૬ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને

કવિરેવાશંકરવિરચિતેવૃંદાવિલાપવરણોનામનવમોધ્યાયઃ

## અધ્યાય ૧૦ મો.

રાગ મલ્હાર—ફુલડાં કેરી માળા, લઇને કંથની કોટે દીધી; ત્રંબાળુ ગડગડીયાં, ને સેન્યા તત્પર કીધી, સુખના સનેહીરેરેરે હો, વેગે વેહેલા આવજોરે. ૧ પાતળિયા પ્રીતડી બાંધી, તન થકી તરછોડી; થોડા દિનને સારૂ, મનગમતી માયા જોડી. સુખના૦ ૨ મન મેલા ના થાશો, હું દાસી દોષ વિચારી; પાતળિયાજી પુરજો, અબળાની આશા ભારી. સુખના૦ ૩ જીવણ તમને જાતા દેખી, પીડાણી મોહ પાશ; મુજને કવેળાની મૂકા, અલબેલા વળજો આશ. સુખના૦ ૪ હરિહર ને અજની સાથે, સંગ્રામે કેમ ભીડાશે; સુસવાતાં શર આવે, તે રણમાં કેમ રહેવાશે. સુખના૦ ૫ અમરાપુરના યોદ્ધા, સુર સઘળા અતુલીત બળીયા; પ્રાણજીવન છો મારા, મહા કોમળ ને પાતળીયા. સુખના૦ ૬ સુર શત્રુનાં દળ તે, આણુધાર્યાં ઉપર ધાશે; સ્વામિ તે સંકટ ભાળી, મારો જીવડો ફટકી જાશે. સુખના૦ ૭ મીઠે વચને મારા વાલા, મોહને પાશે પાડી; ઓ વેરણ વિધાતા, ક્યાં આ વેળા દેખાડી. સુખના૦ ૮ નાખી નાસો મુજને, બંધીઆનાની બેડી; ઓ નણદીના વીરા, તમ સાથે લ્યોને તેડી. સુખના૦ ૯ નાથ નમેરા તોડયો, તમે નેહ લગાડી નેડા; મન મારૂં ના મૂકે, કોડીલા વરનો કેડો. સુખના૦ ૧૦ શું જાણું મુજને

કેઈ, જાતિનું કામણુ કીધું; તમ ચંચળ વરણી ચાલે, મારૂં ચિત્ત ચોરીને લીધું.સુખના૦ ૧૧ વૃંદાએ ત્યાં વરને, કેસ-રની અરચા કીધી; શિર ફુલાંનો શેરો, અરપીને આશિષ દીધી. સુખના૦ ૧૨ સુર સંગ્રામે જીતી, વરરાજા વેહેલા વળજો; કર જોડી કહે છે કન્યા, મહારાજ મનોરથ ફળજો. સુખના૦૧૩રોયેલાં લોચન રાતાં, ઝબકે આતસ અંગા-રા; વૃંદાને ત્યાં વહે છે,બે આંખે આંસુધારા.સુખના૦૧૪ જેમ રૂડા દેહ મૂકીને, જંજાળી જીવ તે જાયે; તેમ પતિ પરદેશે જાતાં, જુવતીને દુઃખ થાયે. સુખના૦ ૧૫ શિઘ્ર સધારો સ્વામિ, મુહુરતની વેળા વીતે;હરિહર તો સંગ્રામે, લડતાં નહિ તમને જીતે. સુખના૦ ૧૬ એમ કહીને અ-બળા, અળગી રહી નાથ નિહાળી; ત્યાં જાળંધર ચઢિયો, રણુના રથને સંભાળી. સુખના૦ ૧૭સાબેલાના સરખા, સજ્યા સંગાથે જોડા;હણુહણુતા ત્યાં હાકયા,જે ગંગાજ-ળિયા ઘોડા સુખના૦૧૮સોનેરી સુરવાલો,પેહેરી ચુમતડે ત્યાં નોંધી; શેલાંયે જરતારી, કસકસતી કમ્મર બાંધી. સુખના૦૧૯બખ્તર પાખરવાળા,બળવંતા યોદ્ધા અપારે; ભૂમિનું તે પડ નમિયું, ભુરી દળ તેને ભારે. સુખના૦ ૨૦ ઘન સરખા ગજ કોટી, ત્યાં ઉભા છે મદવાળા; અશ્વ અ-નોપમ જોડયા,પાખરી ને પંખાળા. સુખના૦૨૧ત્રંબાળુ ત્યાં વાજે, ને ગરજે ગોમુખ ત્યાંહે; શરણી શંખને શબ્દે,

ઉરવી કંપી રણુ માંહે.સુખના૦ ૨ ૨ આગળ પાછળ ચાલે, અતુલીત દળ એકી ઓળે; જેમ સિંધુ પરવાણીએ, તેમ તંત મળ્યો છે ટોળે.સુખના૦ ૨ ૩ કો ગજરથ પર ચઢિયા,કો ઊંટ ઉપર નર બેઠા; કો સજ્યા સુખપાલે, કો પાલખાયોમાં પેઠા.સુખના૦ ૨ ૪ કો પાડા પર બેઠા,તે અસ્થિ કરમાં ધારી; કો ખાંતીલે કીધી, ખચ્ચરની અસ્વારી.સુખના૦ ૨ ૫ ગજ ઉપર નોબત ગાજે,નવરંગી નેજા ઝળકે; પરિઘ પટ્ટિ કરમાં, તેમ ચો દશ ભાલા ચળકે.સુખના૦ ૨ ૬ સો સાભરની પહેરી,શૂરા પુરૂષે સુરવાલ; ચાર ચરમનાં મોજાં,કંપે દરશીને કાળ.સુખના૦ ૨ ૭ ભડ ભાથાને ભીડી,કરમાં તરકસ ને તીર; વાસવ સાથે વઢવા,વિકાર્યા સઘળા વીર.સુખના૦ ૨ ૮ સોનાની સાંકળીએ, ગજ ઘંટા ગંભીર વાજે; ગજ કાળાને ગરજે, જેમ આકાશે ઘન ગાજે. સુખના૦ ૨ ૯ રવિ રેણુથી છાયો, જેમ પડીયો સંધ્યાકાળ; અગણિત સેના લઇને, આવ્યો અમરાપુર ભૂપાળ. સુખના૦ ૩૦ સિંહનાદથી વાગી, ત્યાં સૌ શૂરાની હાક;સુર નાયકનું સ્વર્ગ,ચક્રમંડળ ચઢીયું ચાક.સુખના૦ ૩૧ સુર સઘળા સપટાયા,જેમ કાળે કરમાં લીધા; દારૂણ દળને દેખી, દેવે દરવાજા દીધા. સુખના૦ ૩૨ સંતાવાને શોધે,સહુ ત્રિદશ પામી ત્રાસ;સિંધુસુતે ત્યાં પ્રેર્યો, એક ચાકર પુરંદર પાસ.જાળંધરને જાણી રેરેરે હો ઇંદ્ર ઉદાસીયા રે. ૩૩ કિંકર ત્યાં કર જોડી,સુરપતિને

લાગ્યો પાય; કહે મુજને મોકલીયો, જે મથુરાંપુરના રાય. જાળંધરને૦ ૩૪ સાગર મથન કરીને, જે રત્ન તમો હો લાવ્યા; તે લેવાને અર્થે, ઉદધીના અરભક આવ્યા. જાળંધરને૦ ૩૫ અરપો રત્ન અમારાં, ને અમરાપુર ઉથાપો; એમ નજરમાં ના આવે, તો યુદ્ધ અમોને આપો. જાળંધરને૦ ૩૬ તેમ છતાં નહિં માનો, તો કરનું બળ દેખાડું; ખડતાળે ખોદીને, અમરાપુર ઉજડ પાડું. જાળંધરને૦ ૩૭ વાંકાં વેણ સુણીને, ત્યાં વાસવ બોલ્યા વાણી; કોણ જાત સુત કોનો, મરવા ઈચ્છે મદ આણી. જાળંધરને૦ ૩૮ શક્ર કહે મેં સાહ્યું, તે કાળ મળે ના કાઢું; હોઉં પુરનો અભિલાષી, તો સંયમને પહોંચાડું. જાળંધરને૦ ૩૯ શક્ર કહે શું સમજી, વઢવા આવ્યો સુર સાથે; મંદમતિ શું તુજને, લ્યા મરણ ભમે છે માથે. જાળંધરને૦ ૪૦ સુર સાથે લડતાં નહીં થાય, માત પિતાનો મેળો; જા જીવ લેઈને પાછો, થા ભામનીયોના ભેળો. જાળંધરને૦ ૪૧ કબંધ કષ્ટે થાશો, તો કામનીયો કળકળશે; મંદમતિ આ મોંઘો, મનુષ્યાદેહ ક્યાંથી મળશે. જાળંધરને૦ ૪૨ કિંકર જઈને કહેજે, જો મૃત્યુ હોયજ ઢૂંકું; તો વઢવાને વાધો, પણ માર્યા વિના નહિં મૂકું. જાળંધરને૦ ૪૩ સેવક સુણીને ચાલ્યો, જઈ જાળંધરને કીધું; દેવપતિને દમવા, નરપતિએ નિમજ લીધું. જાળંધરને૦ ૪૪ અમરાપુરમાં યોદ્ધા, મહા સુરને મારી

મહાલો;શચિપતિને શોધી.જાળવીને જીવતો ઝાલો.જા-ળંધરને૦૪૫ રીસ કરીને રાયે, ત્યાં જોદ્ધ વકાર્યા ઝાઝા; સુર સઘળા સળવળિયા, દે દોદશના દરવાજા.જાળંધરને૦ ૪૬ દેવે દુંદુભી દીધું, ત્યાં જઇ પુરંદર પોળે; તંત્ર તાર એક થઇને, ત્યાં ત્રિદશ મળીયા ટોળે. જાળંધરને૦ ૪૭ બખતર પાખર ને ભાથા, અમરે ત્યાં અંગ ધરાવ્યા; ભૂ-પતિ સાથે વઢવા,ઉઘાડાં આયુદ્ધ સાહ્યાં.જાળંધરને૦૪૮ ઐરાવત શણગારી, તે ઉપર આસન કરિયું; કુલીશ કરમાં ઝાલી, શિર મેઘાડંમર ધરિયું. જાળંધરને૦ ૪૯ અસુર ઉપર આગમીને,સહુ દળ આવ્યું દરવાજે;કોપ કપાળીયે કીધો, જેમ ત્રિપુરાસુરને કાજે.જાળંધરને૦ ૫૦ વિશ્રામ-ત્રિપુરાસુરને કાજે કર્યો. જેમ કપાળીયે કોપરે; તેમ જા-ળંધર ઉપરે,ઇંદ્ર થયો આટોપરે.૫૧સુરની સેન્યા ત્યાં સ-જી, ગરજે નોબત ઘાયરે;રેવા સુર અસુરનો,સંગ્રામ કેવો થાયરે. ૫૨ ઇતિશ્રીપદ્મપુરાણેજાળંધરોપાખ્યાનેકવિરેવા-શંકરવિરચિતેજાળંધરસ્વર્ગપ્રવેશોનામદશમોધ્યાયઃ૧૦

# અધ્યાય ૧૧ મો.

રાગ ધનાશ્રી—વદે વાલ્મિક વળતારે વાણી, કહે શૌન-કને સુતપુરાણી; સાંગ શકિત ત્યાં વાસવે લીધી, સેન્યા સુરની ત્યાં સાવધ કીધી.૧જોડયા મનવેગી તોખાર ત્યાંય, શોર સબળો થાયે સ્વર્ગમાંય; સુરસંગ્રામે તતબર થાય,

જોઈ વનિતાઓ વ્યાકુળી કાય.૨ આવે ઘરમાં ને બારણે જાય,લાગે લળી લળી પિયુજીને પાય;કોઈ કહે પળો પિયુ-જીરે વાટે,કોઇ સંપત્તિ સદનેરે દાટે.૩કંથ બારણે શસ્ત્રને કાઢે, મહિલા તે લેઇ સદને સંતાડે; કરે કંથ તે યુવતિને અળાગી,તોયે વિરહિણી નાથને વળગી.૪કામ કંથ જોતાં જેને જાગે,રણ જાતાં રૂતુ રતિ માગે; જેમ એક ઘડી પતિ રોધે, સાધ્ય વસ્તુ સો સ્થાનકે શોધે.૫ શસ્ત્ર જે હોય સદને રખડતું, અળગું મૂકી કહે નથી જડતું; જાણવે ઉપરથી રે ઝાઝી બીક, ખાય છળ કરી બળથીરે છીંક.૬ એમ વિન-તાઓ વ્યાકુળી થાય, જાણે જીવન બહાર ન જાય; ઉભી આળસ અબળાઓ મોડે. કોઇ વાદ્ય છે વાંકે અંબોડે ૭ કોઇ ઉભી ઝીણાં પટ પેહેરી,કોઇ લટકાળી છે લચી લેહેરી; જાય ગોવિંદનું મન ગાંજી, એવી અણિયાળી આંખડી આંજી.૮ નથી વાર મુનિ મન મ્હોતાં, ઘણું આવડે હસ-તાં ને રોતાં; ખાળ્યા શક્રને તાપે ન ખળિયા, કોઇ ગજ રથ ઘોડલે ચઢીયા.૧૦લે ઓવારણાં નિરખીને નારી, કરી ત્રિદશ સૈન્યે તૈયારી; સરખા સરખી છે સુરના રે જોડા, એવા ઉછળે આકાશે ઘોડા. ૧૧ ગરજે દુંદુભી ગોમખ તાંહે, ચઢ્યો સ્વર્ગપતિ રણમાંહે; શોર સેન્યાનો સબળો રે થાય, કોટિ શંખનો સાદ પુરાય. ૧૨ હાથી મદઝર ત્યાં હલકાર્યા,નથી વીર રહેતા ત્યાં વાર્યા; દળ વાદળ પ્રગટ્યુંરે

પુર, જાણે સૃષ્ટિને ભાગશે સુર. ૧૩ કોઇ ચંચળ રથ પર ચઢિયા,કોઇ પાલખિયોમાં પડિયા;જાણે ભારી ભવાનીના પાડા.મૂકયા છોડી ત્યાં મલ્લ અખાડા.૧૪સાંકળ ગજના તે પગમાં નાંધી,સુંઢે એ ધારી શકિતરે બાંધી; છાંટયો મૃદ મદ મારગ પાસ,યુલ્યો કરવાળો નોકાસ.૧૫ સૈન્ય શક્રનું સંગ્રામે ચાલ્યું, ભારે ભો મંડળ નભ હાલ્યું; કરી અસુરના દળ પર દોટ, કુદી પડિયા કો સ્વર્ગનો કોટ. ૧૬ મદમાતા ત્યાંહાં દડબડિયા, તુટી અસુરની ઉપર પડિયા; ત્યારે સિંધુસુતનું દળ ધાયું,મળી સેના બે યુદ્ધ મંડાયું.૧૭ગજે ગજ રથે રથ લડે ત્યાંહે,પાળે પાળા મળ્યા રણ માંહે;અશ્વે અશ્વ સુરા સાથે સુર,મળીયું દ્વંદ્વ યુદ્ધ બળ પુર.૧૮કરે વીર પરસ્પર વાદ, શક્રે સિંધુસુતને કર્યો સાદ; રત્ન લેવા શું સમજીને ધાયો,અલ્યા મૃત્યુને માગવા આવ્યો.૧૯મંદ થઇનેબેઠો તું નરનાથ,નથી ભાળ્યા તેં સુરના હાથ;પામર પોત પ્રકાશ માં તારૂં,નથી સિંધુ મથ્યો તુજ સારૂ.૨૦મંદ ભાગ્ય ને મહા સુખ માગે,તેના સુતેલા શત્રુરે જાગે;શંરણાંગત ધન કૃપણ ગણાય.સતિ સુંદરી શેષ ફર્ણાય.૨૧ ચાર વસ્તુ એ અમુલ્ય ગણાય,પતિ પુંઠે એ પારકાં થાય; સુણી સ્વર્ગપતિનાં વચન,તેવે બોલ્યો તે તોયધીતન.૨૨ આવ્યો શિક્ષા કરવાને હુંય, મારા તાતનો તસ્કારતુંય;રત્ન કપટે લીધાં તેં કંગાલ, ન્હોય તારા તાતનો માલ.૨૩માન

મદ હું તારો મોડું,શચિ સોંપ્યે ન જીવતો છોડું;બોલાબો-
લી કરતાં ચિત્ત ચળીયાં, ઉઘાડાં આયુદ્ધ ઉછળીયાં.૨૪
થાયે પરદળ સેનારે પાત,વરસે બાણુ તણો વરસાદ;પડે
મુશળ મુદગળ માર, શકિત સાંગના થાય ઝબકાર. ૨૫
કોનાં શિષ સમૂળાં જાય,કોના પગ સાથળથી કપાય;કરે
સુર ત્યાં કોપીને શક્ર, ચીરાઇ જાય ત્યાં રથનાં રે ચક્ર.૨૬
કોઈ ગજરથ ઝાલી ઉછાળે,શિર સુરનાં તે અસુર અફાળે,
પડે પટ્ટી પરિઘને પાશ,કરે સુરદળ નાસારે નાસ.૨૭કોપી
અસુર ત્યાંહાં ગડગડીયા, તુટી ત્રિદશ ઉપર પડિયા; પાડે
ચોગમ હસ્તિરે ચીસ,ફાટયાં કંઇક શૂરાનાં શિષ.૨૮કોનાં
શસ્ત્ર તે કર થકી પડીયાં, ચાકે ચક્ર તે રથનાં રે ચઢીયાં;
પડીયા મદઝર મહા બળવાન,મરી સેના થયું સમશાન.
૨૯વાગી જાળંધરની ત્યાં હાક, ચઢયું સ્વર્ગ અમરનું રે
ચાક;નાઠા સુર સહુ મૂકી મર્યાદ,કીધો શક્રે ત્યાં સિંહનો
નાદ. ૩૦ હસ્તિ ઐરાવત હલકાર્યો,હણુવો સિંધુના સુ-
તનેરે ધાર્યો; કર્યું કટકટી વજ્ર કઠોર. ધાયું સમસમ ક-
રતું રે શોર.૩૧ત્રાહ્ય વરતાયો ત્યાં ત્રિલોક,પડયો સેના-
પતિનેરે શોક;થિરાઈ ઉઠયાં ત્યાં રથનાં ચક્ર, દષ્ટિ વાસવે
કીધીરે વક્ર.૩૨વજ્રસિંધુના સુતને ના નડિયું, જેમ પુષ્પ
પર્વત પર પડિયું;પાછું વજ્ર ગયું પુરૂહુત પાસ,થયો તવ
શચિનાથ નિરાશ.૩૩ધાયો ત્યાં સિંધુસુત બળપુર,નાઠા

દ્વાદશ સઘળારે સુર;નથી વાટ જોતા રણ વાળી,નાઠો પુરૂ-હુત પાછું રે ભાળી. ૩૪દ્વાટ દેવની પાછળ દીધી,ગદા સિંધુસુતે કર લીધી; પેઠો સ્વર્ગમાં સુરનોરે રાજા,દીધા દ્વાદશના દરવાજા. ૩૫ મૂકા દાનવે પાછળ દ્વાટ,તોડી પાડયો સ્વર્ગનો કોટ;વાળ્યો સુર સેનાનોરે ઘાણ,થયું સ્વર્ગ વિષે ઘમરાણ. ૩૬ નથી સુરને સંતાવાનું જડતું, મૂકે અમર અટારીથી પડતું;ધ્રુજી ઉઠીયા યોદ્ધાની ધાકે,કોઇ ટાંકામાં પેસવા તાકે. ૩૭ કોઈ યુવતિનાં અંબર ઓઢી, છીયે કામની કહે કર જોડી;સુર સંતાડે મુંછ ને દાઢી,બેઠા ઘરમાં તે ઘુંઘટ કાઢી. ૩૮કોઈ બેભાન થઇને બેઠા,શક્ર સિંહાસન તળે પેઠા;કંપે સ્વર્ગ અસુરને ક્રોધે,કોઈ ભુવનમાં ભોંયરાં શોધે. ૩૯સુર સંતાયા તે ખોળી કાઢયા,શોધી સ્વર્ગ થકી તે નસાડયા;જાણે આવી છે અદ્દલ ઢુંકી,નાસે ભુવન ભરેલાં રે મૂકી. ૪૦ વાળ્યો સરવે સેનાનો જોઇ રોળ, નાઠો ઇંદ્ર નાસે જેમ કોળ;બળીયા જાળંધરે પણ લીધું,આખું સ્વર્ગ ત્યાં ઉજડ કીધું. ૪૧ મૂક્યો સ્વર્ગ બળી દાનવ ભૂપ, ધાયો સુર પુંઠે કાળ સ્વરૂપ; બીક અસુરની અંતર આણી, નાઠો ઇંદ્ર તજીને ઇંદ્રાણી. ૪૨ વિશ્રામ—ઇંદ્રાણી તજી અમર-પતિ, નાઠો પામી ત્રાસરે; ગયો ત્રાહ્ય પોકારતો, પરમેષ્ટિની પાસરે. ૪૩ કમળાસનને કરગરે, હારી ઉરની હામરે; રેવા કૃપણ કંગાલ થઇ, માગે ઠરવા ઠામરે. ૪૪ઇતિશ્રી મદ્ય-

પુરાણે જાળંધરોપાખ્યાનેકવિરેવાશંકર વિરચિતેશક્રસિં-ધુતનુજવરણોનામએકાદશોધ્યાય: ૧૧

## અધ્યાય ૧૨ મો.

રાગ દેવ ગંધાર—સ્રષ્ટા પાસે સુરપતિ આવ્યો, તનમય ત્રાસી જાતાં; થરથર ધ્રુજે શ્વાસે ભરાયે, રોષે લોચન રાતાં. ગદગદ કંઠ થયો ગતિ ભંગ ત્યાં, દેવતણું દુ:ખ ગાતાં; કમળાસન મારૂં આ સમે કષ્ટ નિવારો,સિંધુસુતથી સૃષ્ટિ-કર્ત્તા આ વેળા ઉગારો. કમળાસન૦ ટેક.૧ ભ્રષ્ટ ભાગ્યનું ફળ હું પામ્યો, થઇ જાળંધર ભેડો; તાત તેહના સાથે છે મારો, જાણો છો તમે નેડો; પણ કુમતિ કરમે કોપીને, કાળે લીધો કેડો. કમળાસન૦ ૨ ભારી ભય દેખીને દુ:-ખથી, દેવતણાં દળ નાસ્યાં; સંકટ ના સહેવાયું ત્યારે, ત્રિદશ ટોળાં ત્રાસ્યાં; અમરાપુર ઉજડ પાડીને, હરણ હ-રામે વાસ્યાં. કમળા૦ ૩ દુ:ખ વેળા દોડયો તમ પાસે, આરત બંધુ આવું; ખરા કષ્ટનો કરી ખુલાસો, જીવની ગોઠે જાવું; લખ્યું લલાટે તમે હશે કે, આ નિપજશે આવું. કમળા૦ ૪ ખરે બપોરે ખુંપીને પુર, કષ્ટ દેઇને કાઢયા; રઢિયાળે રાઢી કરી રણમાં, અમને આડા પાડયા; નાક લીટીયો કર્યે ન મૂક્યા, નગ્ન થકીજે નસાડયા. કમળા૦૫ પતિવૃતાઓ પડદે રહેતી,તે થઈ રાન રખડતી;સુધાસ્વાદ સ્વર્ગે લેતા તે, ભાજી ન મળે જડતી; પ્રજાપતિ પીડાયો

હું તે, નથી મને કળ પડતી. કમળા૦ ૬ ઝેર કર્યો જન્મારો જુધ્ધે, મેં પણ ખોયું મારૂં; બહાર નથી રાખ્યું બળ હારી, મેં બોલ્યાનું બારૂં; હેખે નહી દુરાજન તે સ્થાનક, ઘો સંતાવા સારૂ. કમળા૦ ૭ વિધી તમારા વિશ્વ વિષે મુને, આવો યોદ્ધ ન મળિયો; વજ્ર વપુ અડક્યું નહીં તેથી ગર્વજ મારો ગળીયો; કઠોર કર શરથી લાગ્યો મુને, બાણાસુરથી બળીયો. કમળા૦ ૮ એ અતુલિત બળીયો ધારે તો, આભ ઉંડળમાં ઘાલે; વજ્ર પડ્યું પાછું તેના પર, હરિનું ચક્ર ન ચાલે; હિંમત કેમ ધરાય એની, હાકે મેરૂ હાલે. કમળા૦ ૯ અવિદિત હોય તે જળધીતનની, આગળ આપ વખાણે; જોર જથારથ જાળંધરનું, તે મારૂં મન જાણે; એની સાથે યુદ્ધજ કરતાં આવે, અંતક પુરપતિ આણે. કમળા૦ ૧૦ પણ પુનરપિ પણ એ સાથે, વીસ વસા હું વારૂં, હંસારૂઢ હિંમતે હાર્યો તે, મન ના માને મારૂં; સ્વર્ગ તણા સુખના સંકટથી, સંન્યાસી પદ સારૂં. કમળા૦ ૧૧ અનેક અસુર હણ્યા પણ આણે, કીધો છેવટ શાખો; ઉગારો તો આપ ઉપર છે, એક મુને અભિલાખો; પાપી પગલે પુંઠે પડયો છે, માટે શરણે રાખો. કમળા૦ ૧૨ જગકર્ત્તા કહે જા ભાઇ હાંથી, પીડશે મુજને પાપી; તુજ સરખો મુજને કરવાને, ઇચ્છે દુઃખ અલાપી; ઘર ઘાલ્યું મેં વાત સુણીને, ચિત્તમાં ચિંતા વ્યાપી.

કમળા૦ ૧૩ સૃષ્ટિ કરતા સટપટીયા, કહે મારી શી ગત થાશે; ચરણ નમું ચતુરાનન કહે, તેં વીરા મુને રખાશે; સલિલસુતનો સાદ સુણી, મારો જીવ ફટકી જાશે. કમળા૦ ૧૪ એ ઉદધીમાં ઉદ્ભવિયો તે, સુણીને ઉર ઉચાટ્યું; બ્રહ્મા કહે ભીતિ પ્રગટાવી, તેં શઠ વાળ્યું સાટું; મંદમતિ મારી ક્યાં આવી, તે પડતા ઉપર પાટુ. કમળા૦ ૧૫ વાસવ વજ્ર વડે જીવું, મારે શો ઉગર્યાનો આરો; તમરૂ બોલે ત્રાસી જાયે, ધ્રુહીણનો એ ધારો; તેમ જાણું છું તદપિ આવ્યો, ભાર ભાગવા મારો. કમળા૦ ૧૬ શું સમજી સંગ્રામ કર્યો તેં, લાગ્યો છળી છપાવા; બ્રાહ્મણ ભટ સાથે ન ભડે ને, જાય નિજ માપ ગમાવા; કંજકુંવર કહે તું ક્યાં આવ્યો, માર મુને ખવરાવા. કમળા૦ ૧૭ મન માને ત્યાં મથવા જા, મેં ના ભાઇ તુને રખાય; જાળંધર કેરા કાળ કોપથી, કોઇએ પક્ષ ન થાય; શ્રીજીને શરણે જઇએ તો, સંકટ હરી કરશે સહાય. કમળા૦ ૧૮ બ્રહ્મા ઇન્દ્ર વરૂણ ને સુર સહુ, સિંધુને ત્રટ આવ્યા; અચળ પુરૂષને આરાધીને, તનના તાપ સમાવ્યા; આરતબંધુ રમાકાંતને, રણ સારૂ રીઝાવ્યા. કમળા૦ ૧૯ વિનતેય પર વિષ્ણુ બેસી, આવ્યા કુંજવિહારી; શંખ ચક્ર ને પદ્મ ગદા, કૌમોદકી કરમાં ધારી; એવા રસિકને લેઇ આવ્યા, જ્યાં અસુર તણો અધિકારી. કમળા૦ ૨૦ વિશ્રામ—અધિકારી આર્યુ-

વસુત, જ્યાં પડિયો રણુ માંહ્યરે; સુર સેના ટોળે કરી, ત્રિકમે આવી તાંહ્યરે. ૨૧ દીધાં દુંદભી દેવનાં, ફરી મચ્યો સંગ્રામરે; ઈંદ્ર કહે અવિનાશીને, આ પેલો ગુણગ્રામરે.૨૨

ઇતિશ્રીપદ્મપુરાણેજાળંધરોપાખ્યાને કવિરેવાશંકરવિરચિતેવાસવબ્રહ્માસ્તુતિવરણોનામદ્વાદશોધ્યાયઃ ૧૨

## અધ્યાય ૧૩ મો.

રાગ ટોડી—વાગી ચોદશ રાણુમાં હાકરે, એ ધીર ધાયોરે; જેણે સ્વર્ગ ચદાવ્યું ચાકરે, તે વીર આવ્યોરે.૧ રાતો રથ જેના ઘોડા શ્યામરે, એ ધીર૦ જેની કાંતિ દેખીને લાજે કામરે, તે વીર૦ ૨ જેના રથ પર નીલ નિશાનરે, એ ધીર૦ જેનો કરમાં છે કાળી કમાનરે, તે વીર૦ ૩ જેની ફુંકે તે ફાટે પહાડરે, એ ધીર૦ જેનાં વજ્રથી વસમાં હાડરે, તે વીર૦ ૪ જેના ઉછળે અશ્વ આકાશરે, એ ધીર૦ એણે અમરની તોડી આશરે, તે વીર૦ ૫ જેના ચરણથી ચંપાય શેષરે, એ ધીર૦ જેના વાંકડીયા ને કાળા કેશરે, તે વીર૦ ૬ જેની કંઠે કુસુમના હારરે, એ ધીર૦ જેની કાયા કુસુમ થકી સુકુમારરે, તે વીર૦ ૭ જેનાં વક્ર ને લાલ લોચનરે, એ ધીર૦ જેનું સોમથી શુભ વદનરે, તે વીર૦ ૮ એવો અમર વિષે નથી એકરે, એ ધીર૦ જેનો ત્રિપુરારી સરખો ટેકરે, તે વીર૦ ૯ જેનો વડવાનળ સમ શ્વાસરે, એ ધીર૦ જેણે ભરાવ્યા ભાથા બેઉ પાસરે, તે વીર૦ ૧૦ જેનો

વજ્રે ન વિંધ્યો વાળરે, એ ધીર૦ જેની કટાક્ષે કંપે કાળરે, તે વીર૦ ૧૧ છેનું અકળ કળાય ન રૂપરે, એ ધીર૦ એણે જીત્યા છે સુર અસુરરે, તે વીર૦૧૪ રણમાં સુરનો સાથ હઠાવ્યોરે, એ ધીર૦ સમજી સૂર્ય શશિનો રથ સાહ્યોરે, તે વીર૦ ૧૫ જેના ઉર ભુજદંડ વિશાળરે, એ ધીર૦નાઠા જેથી ભૂમિના ભૂપાળરે, તે વીર૦૧૬ જેના મુગટ પર ટહુકે મોરરે, એ ધીર૦ જેનું વજ્રથી કાળજું કઠોરરે, તે વીર૦૧૭ સેના જોતાં જે રણવન થાયરે, એ ધીર૦ મારે મેરૂથી નવ ટકાયરે, તે વીર૦ ૧૮ જેણે સિંધુનો ગર્વ ઉતાર્યોરે, એ ધીર૦ નવ જાય મહેશનો માર્યોરે તે વીર૦૧૯ જેનાં વૃષ્ટિના સરખાં છુટે બાણરે, એ ધીર૦ પાડે ભારી સેનામાં ભંગાણરે, તે વીર૦૨૦ કંપે મેદની જેને ત્રાસેરે, એ ધીર૦ ભમે ભમરા તે ફુલને વાસેરે, તે વીર૦૨૧ જેના ઘોડાને ઘમકે ઘુઘરમાળરે, એ ધીર૦ પેહેર્યો સોનેરી ઝીણા સુરવાળરે, તે વીર૦૨૨ ઝળકે નવ ગ્રહ મુગટની માંયરે, એ ધીર૦જેની કહેતાં ન આવે છબી કયાંયરે, તે વીર૦૨૩ જાણી રેવા રસિકે તેણીવારરે, એ ધીર૦ સંજ્યાં હરિવરે ત્યાં હથિયારરે, તે વીર૦ ૨૪ વિશ્રામ—હથિયાર સજ્યાં શામળે, દીધા દુંદભી ઘાયરે; જાળંધર જુગદીશનો, ત્યાં સંગ્રામજ થાયરે. ૨૫ કડાઝુડ બે કટક ત્યાં, વિફરી વળગ્યા વીરરે; શિષવિના થઇ સુર તે, ધાયા રણમાં ધીરરે. ૨૬ ઇતિ

શ્રીપદ્મપુરાણેજાળંધરોપાખ્યાનેકવિરેવાશંકરવિરચિતેવ્યાસવિષ્ણુસિંધુસુતસ્વરૂપવરણોનામત્રયોદશોધ્યાયઃ ૧૩

# અધ્યાય ૧૪ મો.

રાગ ધનાશ્રી—વદે વાલ્મિક વળતારે વાણી, આવ્યા સંગ્રામે પુરૂષપુરાણી; પેહેર્યું પીતાંબર ઘનશ્યામ, શિષ મોર મુકુટ સુખ ધામ. ૧ કુંડળ મકરાકૃત બેઉ કર્ણ, ચતુર્ભુજ ચિંતામણી વર્ણ; ભાલે કેસરી અરચ્યારે કીધી, ગદા કૌમુદકી કર લીધી. ૨ મૂકે દેવ દાનવ દળ દોટ, થયો ચોગમ બાણુનો કોટ; ગરજે ગુરજ ગદા રણુ માંહે, પડે ત્રિશુળ ને તોમર ત્યાંહે. ૩ વાગે ચો દશ ત્યાં રણતુર, રેણુ રજથી ઢંકાયો સૂર; શર સમસમ કરતાં છુટે, લાગે ભડ ને કોનાં શિર ફુટે. ૪ ચઢે રથ તણાં ચક્ર ચાકે, ધ્રુજે ધરતી ત્યાં ધીરની ધાકે; પડે પટ્ટી પરિઘનેરે પાશ, કરે સુર સહુ નાસારે નાસ. ૫ કરી વિષ્ણુએ દૃષ્ટિ ત્યાં વક્ર, પડે અશ્વ ચિરાય રથ ચક્ર; વળે સુર સેનાનોરે ઘાણુ, થાય બે પાસે ઘમસાણુ. ૬ પાડે હસ્તી ચીસ ચરાડ, પડે નભ થકી પર્વત પહાડ; છુટે બાણુધાર્યા બાંણુના ગોટ, ઉડે ચોગમ ધુળનો કોટ. ૭ પડયાં સુરાનાં શિર સથરાણુ, થયો ધુંધળો રજથીરે ભાણુ; સુર સૈન્ય અસુરે હઠાવ્યું, ત્યારે શામળે સારીંગ સાહ્યું. ૮ મૂકયું માધવે કર કસી બાણુ, પડયું ભૂપ સેનામાં ભંગાણુ; પડયા મુગટ થયા જન બોડા, કંઈ ભાગિયા ગજ રથ ઘોડા. ૯

કોના કર ઉર સાથળ તૂટયાં, પડયા કો કટીબંધ વછુટયા; કોઈ અશ્વ ઉપરથી અડીયા, કોઇ ઊંટ ઉપરથી પડીયા.૧૦ કોના ચાલતાં ચરણ તે ભાગ્યા, કોઇને ઘાવ ગળામાંરે વાગ્યા; કર્યાં ગાત્ર ભાગી ચકચુરા, કોઇ અધકચરા કોઇ પુરા.૧૧ સુતા સોડ તાણી રણવાસી, પડયા યોદ્ધ કો વદન વિકાસી; સૈન્ય મારીને સથરાણ કીધું, વળતી ચક્ર ચતુર્ભુજે લીધું.૧૨ મૂકે મુસ્તક ફેરવી હાથ, બોલ્યો જાળંધર હરિ સાથ;તમો વિષ્ણુ વિવેક વિચારો, મુને સગપણશોધીને મારો.૧૩ ઘટે કરવી તમારે તો વહાર, મારી ભગનિના ભરથાર; વૃથા વાંકે થયા કાં વિરોધી, જુવો શામળા સગપણ શોધી.૧૪કરો છો કોને કાજે આ કેર, વાળો કીયા કલપનું વેર;સાંખી રહુ છું આ માર કે ગાળો, શાથી થઉં છું તમારોરે સાળો. ૧૫ કોપ કરતો નથી હું તમ આગે, જાણે ભગનિ તણું ઘર ભાગે; મૂકું જીવતા પૂજ્ય તે જાણી, થાય લોક હસારત હાણી. ૧૬ કીધો ભેદ મેં સગપણ ભાખી, હવે એક ન રહું શર સાંખી; સુણી હરિવર બોલ્યા એવું, મંદમતિ હ્યા સગપણ કેવું. ૧૭ અમે સગપણ સ્વાદિયા એવા, ઇચ્છું સાળાનું શિર લેવા; સહ્યા બોલતાં ગર્વને ઘોડે, આવ્યા તે સમે ટુંકે રે લોહે. ૧૦ એક એકનો આણુવા અંત, મૂકે બાણ ગદા બળવંત; બાઝયા બાકરી બાંધી બે બળિયા, માસ બાર ત્યાં વિતીરે

વળિયા. ૧૯ ત્યારે કોપે ચઢયા જુગદીશ, લીધું ચક્ર ત્યાં છેદવા શિષ;ત્યારે કડકડીયું રે બ્રહ્માંડ,ઉઠયા ખળભળી ભોમિના ખંડ.૨૦સુણ્યા અસુર તણા હોકારા, તૂટયા ભોમંડળનારે તારા;ચલવ્યું વિષ્ણુએ ચક્ર તે ચોટે, વળગ્યું આવી જાળંધર કોટે. ૨૧ ચક્ર અડકીને અવનીમાં ગડીયું, જાણે શિવસુત મુસ્તક પડીયું; પુષ્પ તંતુનો પર્વતે ભાર, અડયું ચક્ર તે એજ પ્રકાર.૨૨તૂટે જેમ નભમાંથી તારા, ખરીયા એ રીતે ચક્રના આરા; મૂકયું વિઠ્ઠલે બીજીરે વાર, ખરી ધર્મના ચક્રની ધાર.૨૩ત્રીજી વાર ત્યાં જીવને ઝાલ્યું, સિંધુસુતના ઉપર નવ ચાલ્યું; પછી કોપીને સૈન્ય સંહાર્યું, વળતી ખડગ વિદ્યાધરે ધાર્યું. ૨૪ કરે ગોવિંદ તે પર ઘાય, તે પરિક્રમા કરી પાછું જાય; દાબ વિષ્ણુએ સેનાને દીધો, ત્યારે કોપ જાળંધરે કીધો. ૨૫ મૂકયું ભૂપે ભારી બળે બાણ, કરી સુરની સૈના સથરાણ; ગદા કર ધરી કોપ્યો કુપાત્ર, ભાગ્યાં ગરૂડ ગોવિંદનાં ગાત્ર. ૨૬ રમાકાંત થયા રઘવાયા, મૂકી ધીર ને શામળો ધાયા; સિંધુસુતે મહા બળ કાઢયું, ચાપ ચત્રુભુજ તણું પાડયું. ૨૭ થયો સુર સેના માંહી શોર, થયું અસુરનું જાગ્રત જોર; કોપ ઘોર ગદાનો કીધો, ખગરાજને ખંખેરી લીધો.૨૮ગદા સિંધુના સુતનીરે વાગી, ત્યારે ગરૂડ તણી ગતિ ભાગી; પાડયા ભૂતળ ગજરથ ઘોડા, થયા બળવંતા સુર ઓડા.૨૯નથી

જોતા કો પુંઠળ ઝાંખી,નાઠા નિર્લજ આયુદ્ધ નાંખી;કોઇ નાસે છે શ્રોણિત ચુતા, કો થઇ કાયર શબવત સુતા. ૩૦ કીધા પ્રૌઢા પરાક્રમી પાત, વરસે શોણિતનો વરસાદ; કોપ્યા તે જોઇ કરૂણાનિધી, વક્ર દૃષ્ટિ અસુર પર કીધી. ૩૧ મૂકી સાંગ ત્યાં શામળે ધીરી, નાંખ્યા ગંજરથ ઘોડલા ચીરી; વાળ્યો અસુર સેનાનોરે ઘાણ, લીધા પ્રીતમે તાણીને પ્રાણ. ૩૨ જોઇ ધીર જાળંધર ધાયો, ગુરૂ શુક્રની પાસેરે આવ્યો; બોલ્યો ગુણનિધી ગર્વને હારી, મારી માધવે સેન્યારે સારી. ૩૩ પડયા અસુર સહુ સથરાણ, કર્યું ભૂધરે આવી ભંગાણ; નથી હવે ઉગરવાનો આરો, મુને આધાર એક તમારો. ૨૪ ઉઠયા શુક્ર ત્યાં ઇશ આરાધી, વિદ્યા સજીવન ગુરૂએ સાધી; આપે શિષ્યને સહાય અપાર, કહે શ્રીપતિ શું કરનાર. ૩૫ શુક્રે અંજળી જળની છાંડી, ઉઠી સેના સહુ આળસ મોડી; ઉઠી અસુરની સેનારે જાગી, લેઈ શસ્ત્રને લડવારે લાગી. ૩૬ વળી શુક્ર કહે બળ દેખાડું, કહે તો જગતના જીવ જગાડું; વાળું પાછું હું જમનું ધાડું, કહે તો અવનિના યવન ઉઠાડું. ૩૭ વળ્યા શુક્ર કહી નિજ ઠામ, થયો ચાલતો રણસંગ્રામ; કરી કોપ અસુર ગડગડીયા, તૂટી ત્રિદશ ઉપર પડીયા. ૩૮ મૂક્યાં બળીયાએ અગણિત બાણ, વાળ્યો સુરગણનો રાણ ઘાણ; શર સમસમ કરતાં રે આવે, રથ બ્રહ્માંડમાં લેઇ

ભમાવે. ૩૯ જાણે અવ રી આવી હવે ઢુકી, નાઠી સુર સેના રણ મૂકી; સૂત શૌનક પ્રત્યેરે કહે છે, રણમાં શોણિત સરિતા વહે છે. ૪૦ ચુવે લોહીથી સુરનારે શિષ, નાસે ચોદશ પાડતા ચીસ; પડયું ભંગાણ રણમાં છેક, ત્યારે ત્રિકમે મૂકયોરે ટેક. ૪૧ સમો શામળે સર્વ વિચારી, મૂક્યો માધવે ત્યાં ખગ મારી; ધાયો અસુર ત્યાં કાળને કાઢી, નાંખ્યા પરિબ્રહ્મને ત્યાં પાડી. ૪૨ લાગ લક્ષ્મિવરનોરે લીધો, તૂટી ગરૂડને ઘાયલ કીધો; ગઇ સુર સેના જીવ લેઈ નાસી, પડયા વિઠ્ઠલ વદન વિકાસી. ૪૩ લુંટી મુગટને લીધોરે દહાડે, નાઠા શામળો શિષ ઉઘાડે; દોડે માધવ વાળીને મુઠી, ગયું પેહેર્યું પીતાંબર છુટી. ૪૪ તોય નાસતાં તે લડથડીયા, લાગી ઠોકર ઠાકોર પડીયા; ઉઠી નાસે છે પાછું રે ભાળી, પાડે દાનવ પુંઠળ તાળી. ૪૫ સર્યું કાજ ન સુરનુંરે કોઇ, લાજ લાખ ટકાનીરે ખોઈ; મૂકી યોદ્ધ જીત્યાનીરે આશ, આવ્યા શંભુ તણે કૈલાસ. ૪૬ નમ્યા નાથ ત્યાં ઇશને આવી, વીતી વેદના સહુ સંભળાવી; સુર સઘળા તે સ્થાનમાં આણ્યા, ત્યાં ત્રિદશે ડેરારે તાણ્યા. ૪૭

વિશ્રામ—તાણ્યા ડેરા ત્રિદશે, કીધી સરસ સભાયરે; સુર સઘળા સંતાઇ રહ્યા, જાણે જીવને જોખમ થાયરે. ૪૮ ગિરિ તળે ગોપૈ રહ્યા, અમર તથા અવિનાશરે; રેવા જાયા નારદ પછી, જાળંધરની પાસરે. ૪૯

ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાનેરેવાશંકરવિરચિતે વિષ્ણુજાળંધરયુદ્ધ વરણોનામ ચતુર્દશોધ્યાય: ૧૪

# અધ્યાય ૧૫ મો.

રાગ આશાવરી—વાલ્મિક વળતા એણીપેરે બોલ્યા, તમો સાંભળો રૂષિરાય; સિંધુસુતની સભા મળી ત્યાં, નારદ વળતા જાય. ૧ અધિપતિયે ઉઠી આસન આપ્યું, પ્રેમથી પૂજન કીધું; દયા કરી આજ દીનની ઉપર, તમે દાસને દરશન દીધું. ૨ આગમન કારણ કહો અવિનાશી, આજ્ઞા શિષ ચઢાવું; નારદ વળતા વચન વદે, તેં બીજ વિરોધનું વાવ્યું. ૩ સુર અસુર પન્નગ વિદ્યાધર, ગાંધર્વાદિ નરનારી; ત્રિભુવન માંહ્ય નથી કો ભૂપતિ. તુલના આજ તમારી.૪ કલ્પવૃક્ષ ને કામધેનુ તે. આદિ સહુ તુજ દ્વાર; તુજ ઘેર વૃંદા તે કરતાં એક, નૌતમ નીરખી મેં નાર.૫ તુજ ગુણ રૂપ સમોવડ સુંદરી, શોભે તુજ ઘેર તેહ; લાખ ગણી છે લક્ષ્મી કરતાં,તેમાં નહીં સંદેહ. ૬ બ્રહ્માએ સરજી નથી એવી,રામા રૂપનું આળ;કામની કેરા કેશથી લાજી, પન્નગ પેઠો પાતાળ. ૭ ચંચળ નેત્ર મનોહર ચપળા, સિંહલંકી સકુમાર; ચંદ્રવદન શુક ચંચુ નાસિકા, ઇશ્વ-રીનો અવતાર. ૮ કંબુ કંઠ ને સ્વર કોકીલા, હંસગતિ ગુણ રૂપ;તેજ પુંજ એ તારૂણી તુજને,ભરથાર ઇચ્છે ભૂપ. ૯ વાત કરી વરણવી મેં તારી, નાખી પ્રેમને પાશ;ફોગટ

શંકરે ફાંગડે રાખી, કપટ કરી કૈલાસ.૧૦ હિમાચળની તનયા તેનું, પાર્વતિ પાવન નામ; પશુપતિ પરણી બેઠા તદપિ,તે ઇચ્છે તુજ ધામ.૧૧વિષેકે મળતા મુજને પૂછ્યા, લાખ વસા છેરે લેણું; તે તું નહીં લાવે તો થાશે, મારે ભવનું મેહેણું.૧૨વાર વાત વિચારતાં થાશે, તો કોઇ સુર હરી જાશે;એમ કહી નારદ ઉઠયા,તે તરત ગયા આકાશે. ૧૩ સિંધુસુતને શોક થયો ત્યાં, મેં પૂછી નહીં પેર; પુનઃ નારદ પ્રગટ થયા ત્યાં, મહિપતિ પર ધરી મહેર. ૧૪ જાળંધર કહે તે જુવતિનો,કંથ કેવો બળવાન; વિત્ત વપુ વૈભવ તે વરણો,કેવો કૃપાનિધાન.૧૫ વૃદ્ધ વિત્તહીન વિ-રૂપ ને વ્યસની, વિકળ વ્યસનથીરે હીન; ભસ્મ લેપીને ભૂપતિ તે, મંદમતિ ને મલીન.૧૬ તરૂણ તારૂણી તે તનુ વૃદ્ધે,એમ કહી નારદ જાય;વિભળ થયું વિભુ મન વિનતા પર, અધિપતિ આકુળ થાય. ૧૭ કોણ વિચિક્ષણ વાત કરે એવો, દક્ષ નથી કોઈ દાસ; તે સુણી નારદ તે સમે આવ્યા, સિંહિકાસુતનીરે પાસ.૧૮ સ્વરભાનુ તારૂં સ્મ-રણ કરે છે,સિંધુસુત ધરી પ્રેમ;જરૂર જાવું જોઇએ છે તારે, તેહનું કરવું કેમ.૧૯પ્રિય જાણી કરવા શુભ તારૂં, તેડે છે તોયધીતન;રાહુ પળિયો જાળંધર પાસે,ગયા નારદ બ્રહ્મ-સદન. ૨૦ સ્વરભાનુ સિંધુસુતે નિરખી, ઉત્તમ આસન દીધું;મહા મુનિયે જે મોહ ધર્યો,તેનું કારણ સર્વથા કીધું.

૨૧ સિંહિકાસુત છો સ્નેહી સાચા, માટે મને વિશ્વાસ; કૃપા કરી કૈલાસે પધારો, પારવતિના પતિ પાસ.૨૨વાક્ય ન વિસરી જાશો કહું તે, નિરણુ રાખજો નેટ; ભવને કહેજો આવે લેઇને, મુજને ભવાની ભેટ.૨૩એ જુવંતી છે મુજ લાયક, માટે ભેટ ભાવથી કીજે; સ્મશાનંવાસી સ્ત્રી શી તારે, તુજ રૂપે એ નવ રીઝે. ૨૪ ભસ્મ ભૂત વ્યાળ વપુમય, અસન વસન તન તારૂં; આપ આવીને ઉમિયા મુજને, નહીં તો રણુમાં મારૂં.૨૫ રાંકને ઘેર રત્ન ન છાજે, શોભે ભૂપ ભોવન; વૃંદાના કરતાંએ પહેલું, પટરાણી કરવા મન.૨૬ શિવજીને સમજાવજો સારા, જેમ ઉમિયા કર આવે; સ્વરભાનુને શિઘ્ર વળાવ્યો, જેમ પાછો ફરી ના આવે.૨૭સુર શત્રુ કૈલાસેરે આવ્યો, તે જ સમે તતખેવ; સભા કરી ગણુની ત્યાં રાજે, મહા સમર્થ મહાદેવ. ૨૮ગણુપતિ ગૌરી સ્વામિ કારતિક, વાહન તેમનાં જેહ; મુષક સિંહ ને મયૂર વછુટયાં, થયું તે તરોમુરે તેહ. ૨૯ શંભુ કંઠથી સર્પ વછુટી, ધાયો મુષકને સહાવા; શિખી સર્પને ગળવા તાકયો, લાગ્યા ગણુ ગભરાવા.૩૦ વાઘંબર ધરી વૃષભ ચઢીને, વિષધર વારવા જાય; કર્મયોગે ત્યાં વધ્યું કૂતુહલ, સાંભળ કહું રૂષિરાય. ૩૧ વૃષભારૂઢે વળતાં વારી, કંઠમાં વિંટયોરે વ્યાળ; વાયુ વેગથી ઉડી વિભૂતિ, નાગ નેત્રે પડી જવાળ.૩૨ ફણીધરે ત્યાં પુનકા-

રજ માર્યો, તે વિદ્યુતમાં જઈ વાગ્યો; સુધા ગળ્યું શશિ મંડળમાંથી,ચર્મ વ્યાઘ્ર જઈ જાગ્યો. ૩૩ વ્યાઘ્ર વૃષભ ગ્રહ્યો હણુવાને,પશુપતિ પડીયા ત્યાંહે;ગંગાએ ગિરજાને દરશી, રાઢ કરી ઘર માંહે. ૩૪ શોર સુણી શંભુના ઘરનો, સ્વરભાનુ સપટાયો; આણુબોલ્યો ઉઠીને ત્યાંથી, અરણુવસુત કને આવ્યો. ૩૫ ઉમિયા આશે આસન આપ્યું, વળતી વધો વચન;સખા કહો ત્યાં કયમ કરી આવ્યા,સાંભળવા મુજ મન. ૩૬ સ્વરભાનુ કહે સ્વામી શ્રવણુ, મેં નથી કીધું રે ત્યાંય;ઝગડો જોઇને થયો કાયર તે,આતુર આવિયો આંય. ૩૭ મહીપતિ મનભંગ થયો ત્યાં,કીધો ક્રોધ અપાર;તેં શઠ જઇને કામ કર્યું નહીં,જા તુજને ધિકકાર. ૩૮ શું કરૂં મારો કિંકર હોત તો, આ પળે છેદું શિષ; પાપી પળ પાછો કૈલાસે, સમજાવો ઉમા ઇશ. ૩૯ ઇશ્વર આપે ઉમિયા મુજને,તો ઉગરે તુજ આપ; વાત ન કહું શંભુને સરવે, તો પૃથ્વીનું પાપ. ૪૦ સ્વરભાનુ ઉઠી ત્યાં આવ્યો, પારવતિવલ્લભ પાસ; વારિષ તનની વૃદ્ધિ કરાને, ત્યાં વર્ણ્યો ઇતિહાસ. ૪૧ સિંહિકાસુત કહે શંભુ શ્રવણે,જાળંધરે કહ્યું એમ; શંકર સંન્યાસી થાઓ, મુજને પાર્વતિ ઉપર પ્રેમ. ૪૨ જો નહીં આપો જુવતિ મુજને, તો તોડું કૈલાસ; કોપ કપાળીને ત્યાં પ્રગટ્યો, જગતનો કરે જેમ નાશ. ૪૩ રાહુના પર રીસ કરીને, બોલીયા શંકરરાય;

લંપટ કહેતાં ન લજવાયો, ભોમી રસાતળ જાય.૪૪ પ્ર-
હાર કીધો સ્વરભાનુને, ત્યાં કુમતિને કહાવ્યું;નારી મારી
નજરમાં ઘાલી, મૃત્યુ તાહરૂં આવ્યું.૪૫ રાઢ પોકારી રાહુ
ત્યાંથી, અધિપતિ પાસેરે આવ્યો; માર મુને ખવરાવ્યો
આપે, ભૂપ તેં ભાર ગમાવ્યો.૪૬ ઇશ કહે ઉમિયા ઇચ્છે
તે, શોધીને શઠનેરે મારૂં; સિંધુસુત માટે સંકેલી, જો નાસો
તો સારૂં. ૪૭ વચન સુણીને વળતી વદીયો, ત્યાં જાળં-
ધર વાણી; કાઢું ગિરિ કૈલાસ સમૂળો, ઉચર્યો આપ વ-
ખાણી.૪૮ધરી ગર્વને કરી ગર્જના,ત્રિદશ પામ્યા ત્રાસ;
વિષ્ણુ વિરંચી વાસવ આવ્યા, પશુપતિ કેરીરે પાસ.૪૯
શંભુએ સનમાન કરીને, અધિકારે આસન આપ્યું; અ-
ર્ઘ્યપાદ પૂજીને ઇશે,વળતી વચન વિલાપ્યું.૫૦ કૃપા કરી
કહો કારણ આગમ, એમ કહે શૂલપાણી; વિષ્ણુ વચન
વળતા વદ્યા ત્યાં,સુરનું સંકટ જાણી.૫૧ યોદ્ધો એક હવો
કોઇ બળીયો, તેણે મહા દુઃખ દીધું;વજ્ર વડે વધ ન પા-
મ્યો ને,સ્વર્ગ તણું પદ લીધું.૫૨ઇંદ્ર ગયો અજને શરણે
પછી, સહુ સિંધુ ત્રટ આવ્યા; સ્તુતિ કરી તેં સાથે વઢવા,
વિષ્ણુ કહે મુને લાવ્યા. ૫૩ મેં સારીંગ સુદર્શન મૂકયું,
તેથી કામ ન સીધ્યું, પ્રાણ લેઇ પાછે પગે નાઠો,મારૂં જોર
અજમાવી લીધું. ૫૪ મુગટ પડયો મારો રણમાંહે, તબ
મેં મૂકયોરે ટેક; યુદ્ધ કરી થાકયો પણ એ પર, અસ્ત્ર ન

ચાલ્યું એક.૫૫ ગદા પ્રહારે એ ગુણવંતે, ચક્રની ખંડીરે ધાર; ત્રિદશ ત્રાહ્ય પોકાર્યા ત્યારે, ભાગીયો મારો ભાર.૫૬ એક ઉપાય નથી ઉગર્યાનો, આપો શરણ તમારૂં; દીન દામણા દેવ દુઃખી છે, સહાય કરો તો સારૂં.૫૭ શંકર કહે આ શક્ર સબળ છે, કરો સરવ પ્રતિબોધ; મુજ પાસે માગ્યો તો એણે, યુદ્ધ કરવાને યોદ્ધ. ૬૮ ઇન્દ્ર કહે અપરાધ એ મારો, ક્ષમા કરો જુગદીશ; શચિનો શોક નિવારણ પોતે, એમ કહી નમાવ્યું શિષ. ૫૯ વાઘાંબરધર વળતી વદીયા, સુર કરો સંગ્રામ; જાળંધર જીતીને મારો, શસ્ત્ર હરી લ્યો શામ. ૬૦ વિષ્ણુ કહે ત્રિપુરારી તમથી, પ્રગટ થયો રણરાય; તમો વિના એ ત્રિભોવનમાં, કોઈથી જીત્યો ન જાય. ૬૧ વિશ્રામ—જાય ન જીત્યો કોઈથી, મહા સમર્થ બળવાનરે; અનાથ બંધુ આ સમે, આપો જીવતદાનરે. ૬૨ ત્રિપુરારી ત્યાં ટાળવા, ત્રિદશ કેરો ત્રાસરે; રેવા વિદાયગીરી માગવા, શિવ ગયા પારવતિ પાસરે. ૬૩ ઇતિશ્રી પદ્મપુરાણેજાળંધરોપાખ્યાનેકવિ રેવાશંકરવિરચિતે સિંધુસુતનારદ સમાગમોનામ પંચદશોઽધ્યાયઃ ૧૫

## અધ્યાય ૧૬ મો.

રાગ બિહાગ—ત્રિપુરારી કહે તારૂણી, સુણો સાધવી વાત; અસુર તે સુરને પીડે ઘણા, કરૂં તેહ નિપાત. શંકર કહે સતિ સાંભળો. ૧ ત્રિદશ ત્રાહે પોકારતા, આવિયા મુજ

પાસ; આપો રજા ઉમિયા તમે, ટાળું તેમનો ત્રાસ.શંક-
૨૦૨ વળતી વિશ્વંભરી બોલિયાં, સુણો શંભુજી વાત;
પારકી પીડામાં પડી, કરો કયાં ઉતપાત. ઇશ્વરી કહે અ-
વિનાશને. ૩ કાર્ય વિના કરવું નહિં, જુજ વાતમાં જોર;
દાનવ સાથે દયાનીધિ, કરવું યુદ્ધ કઠોર. ઈશ્વરી૦ ૪ પેટ
ચોળીને પીડા તણું, તમો પ્રગટાવો મૂળ; સમજો છો શં-
કર જે થશે, શ્વાસ માંહેથી શૂળ.ઇશ્વરી૦૫ સુર રિપુ સાથે
શત્રુતા,રાજ રહેશે ન રીઝ;નાથ આગળ નડશે થતાં, કદા
કંટક બીજ. ઈશ્વરી૦ ૬ આ સુખ સંપત્તિ મૂકીને, જાઓ
વઢવાને વન; તૈયાર થતા તમને લહી, તપે મારૂં તન. ઇ-
શ્વરી૦ ૭ હરજી હસ્યામાંથી થશે, હિણી વાતમાં હાણુ;
પારકી પીડા લેઇને,ખોશો સુખનીરે ખાણુ. ઇશ્વરી૦૮હો-
હેલા દિવસ જેહના, તેની કરીયે જો પક્ષ; ફોગટ ફંદ વિષે
પડો, પછી શોચશો દક્ષ. ઇશ્વરી૦૯ ઘટતો નથી આ ઘા-
લવો, પડી હેડમાં પાય;ખીલી કપિવર ખેંચીને,પ્રભુ જેમ
પસ્તાય.ઇશ્વરી૦૧૦દયામાંથી રે દુઃખ ઉપજે, માટે ઘેરૂં
છું ઘેર; અરધીમાં અમર ખસી જશે, વૃક્ષ વિપ્રની પેર.
ઇશ્વરી૦૧૧વળતી વિશ્વપતિ વદે, છે જાળંધર જેહ; તાકે
છે તમને તારૂણી,માટે મારવો એહ.શંકર કહે સતિ સાં-
ભળો.૧૨આળ કરે એ અસુર કદી, આવી કપટથી આપ;
તો ત્રિપુરારી કહે તાહરા, ન જોવાય અદાપ. શંકર૦ ૧૩

ઉમિયા કહે એ જો દુરમતિ, હોય તો હણો સાર; પાપી પુનરપિ ના કરે, વાત એ કોઈવાર. ઇશ્વરી૦૧૪ સાંભળી શંકર સજ થયા, કરવાને સંગ્રામ; વાઘાંબર વૃષભે ચઢયા, ઓઢયું હસ્તિનું ચામ. ઇશ્વરી૦૧૫ ડમરૂ ડાક ને રૂંઢની, માળા કરમાં ત્રિશૂળ; ત્રંબક ખડગ ખપ્પર ગ્રહ્યું, કાપવા મદ મૂળ. ઇશ્વરી૦૧૬ પંચવકત્ર પન્નાકર, ત્રણે નેત્ર વિશાળ; જેમ સૃષ્ટિ સંહારવા, કોપ્યા દાનવ કાળ. ઈશ્વરી૦૧૭ એક અનુચર તેડીયો, પતિ જઇ કૈલાસ; શીખવી શંકરે મોકલ્યો, તે જાળંધર પાસ. ઈશ્વરી૦૧૮ દાસ ગયો દાનવ કને, કહ્યા સહુ સમાચાર; કૈલાસે રણસ્થંભ રોપીયો, આવો ત્યાં થઇ તૈયાર. ઇશ્વરી૦૧૯ દીધું ત્યાં દુંદભી દાનવે, સજી સેનારે ત્યાંય; અતુલિત દળ લેઇ આવીયો, ગીરિ કૈલાસ જયાંય ઇશ્વરી૦૨૦ તે સુણી ત્રિદશ ત્રાસીયા, આવ્યા શંભુની પાસ; દાનવ ગીરિ ડાબા પડયા, દેવ રક્ષણ વાસ. ઇશ્વરી૦ ૨૧ શંભુ થયા સુરને પખે, વાગી રણમાં હાક; સેના ઉભય ભડની સજી, ચઢી પૃથ્વી ત્યાં ચાક. ઇશ્વરી૦૨૨ ગંભીર દુંદુભી ગડગડે, વાગે ઢોલ નિશાન; વીર વિમાસણમાં પડયા, તાકે યુદ્ધનું તાન. ઈશ્વરી૦૨૩ દાનવ દળ નિજ સૈન્યને, દે છે નૃપ ઉપદેશ; શિબિર વિષે ત્યાં સભા રચી, બેઠો નિખિલ નરેશ. ઇશ્વરી૦૨૪ અધિપતિ કહે યોદ્ધા સુણો, કરવો સુર સંગ્રામ; હરિહર અજ સુર

સર્વના, કેડવા થીર ઠામ. ઇશ્વરી૦ ૨૭ જટિલ ચઢે જો જુ-દ્ધમાં, કરવો પાપીને પુર; પારવતિ લેઉં પ્રાજે કરી, પછી સંહારવા સુર. ઇશ્વરી૦ ૨૬ સિંધુનો સુત નમી શુક્રને, પૂછે લાગીને પાય; મુહુરત આપો મુનિ મુને, જેથી રણ જીત થાય. ઇશ્વરી૦ ૨૭ અસુર પડે તો ઉઠાડજો, અમર વિદ્યા છો આપ; ઝુઝવું જોર તમાહરે, છોજી પુરણ પ્રતાપ. ઈશ્વરી૦ ૨૮ શુક્ર કહે અલ્યા ભૂપ તું, મૃત્યુ બીક ન ધાર; કોટી કલેવર કટકાનું, કરૂં તન હું તૈયાર. ઇશ્વરી૦ ૨૯ શુક્રનાં વાચક સાંભળી, પામ્યો હરખ અપાર; અસુર અમર કરવા લહી, ધ્રુજ્યો સ્વર્ગનો ધાર. ઇશ્વરી૦ ૩૦ વિશ્રામ—ધાર ધ્રુજ્યો સ્વર્ગનો, અમર કરે વિચાર રે; વિષ્ણુ કહે શંકર સુણો, સમર્થ યોદ્ધ અપારરે. ૩૧ એક અસુર સુર સર્વને, સંહારે રણ માંહ્યરે; સમર્થ શુક્ર વસ્યા ત્યાંહાં, ત્રિલોકજીવન ત્યાંયરે. ૩૨ ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે શકિત શંકર સુભાષણો નામ ષોડશોધ્યાયઃ ૧૬

## અધ્યાય ૧૭ મો.

રાગ આશાવરી—વાલ્મિક વળતા એંગુીપેરે બોલ્યા, સાંભળ રે રૂષિરાય; શ્રીવલ્લભ કહે શંકરને ત્યાં, રચત્રો કંઇક ઉપાય. ૧ અસુર પાસ એ શુક્ર હશે, ત્યાં સુધી એ જીત્યો ન જાય; પ્રપંચ કંઇક કરો પરમેશ્વર, તો જશ આ-

પણો થાય. ૨ મુવા અસુર જીવાડે માટે, કળા કપટની કાઢો; શંભુને કહે શુક્રને ઝાલી, ન જડે ત્યાં સંતાડો. ૩ શંકર કહે એ સત્ય કળા છે, કરોને કેશવરાય; સિંધુસુતને માર્યા પછી જેમ, થનાર હોય તેમ થાય. ૪ કેમ કરીને ભૃગુ ભડને, હાથ આવશે એહ; કપાળી કહે કપટ વિદ્યાથી, ત્રિકમ સાહોને તેહ. ૫ વિહંગમપતિ વિષ્ણુએ તવ, તેડીયો તત્કાળ; કરો કામ ખગેશ હમણાં, વેગવંત વિશાળ. ૬ સ્થંભ રોપ્યા તણી કરે, મંત્ર વિધી દ્વિજ જેહ; અસુર ગુરૂ એ શુક્રજ તેને, હરણ કરી લાવો તેહ. ૭ પવનવેગી પંખી પ્રાણામી, ઉડીયો આકાશ; શુક્રને તવ સુખ થયું, કંઇ ટળ્યો તનનો ત્રાસ. ૮ વિહંગમ ત્યાં વેગ આણી, પડયો પક્ષિરાજ; સૈન્યમાંથી શુક્ર સાહ્યા, જેમ તેતરને બાજ. ૯ હવો હાહાકાર જ રણમાં, કળકળે તવ ભૂપ; અરે દૈવ અકળ ગતિ, ક્યાં ગયું શુક્ર સ્વરૂપ. ૧૦ પુત્ર શોકે પ્રેમદા, જેમ લોભીનું ધન જાય; સિંધુ વચમાં નાવ ભાગ્યું, એમ શોચે રાય. ૧૧ ભૂપે ભડ દોડાવીયા તવ, ચો દશ કરવાને શોધ; દેવ દાનવ ભૂત ભૈરવ, રચ્યો કોણે વિરોધ. ૧૨ અસુર શોધ કરે અતિ પાણ, પહોંચી નહીં ઉર આશ. વિનતેશ ત્યાં લાવ્યો ભૃગુને, પુરાણબ્રહ્મની પાસ. ૧૩ ત્રિકમે ત્રિપુરાસુરને છાનો, બોધ કર્યો તેણી વાર; પ્રગટ કરો શંભુ કાંઈ શક્તિ, શુક્રને ઘાલો કોઠાર. ૧૪ નીકર નાસી જાશે એ નિશ્ચે, માનજો શંકરરાય;

અંગ થકી એક પ્રગટ કરી ત્યાં, કૃત્યા રૂપ કન્યાય. ૧૫ કાળ કાન્તિ ને વક્ર વદન છે, લોચન પાવક જેમ; વિકળ વેશ ને વિરૂપ કલેવર, તસ તાડિકા તેમ. ૧૬ દીર્ઘ નાસિકા તિક્ષણદંતી, રસના સર્પ સમાન; સ્તન કુંભાંડ ને રોમ તરૂવર, પડીયા કટીપર કાન. ૧૭ અધર પીસતી આવી ઉભી, કૃત્યા શંકર પાસ; કર જોડી કહે કામ બતાવો, હાજર છું તમ દાસ. ૧૮ કામરિપુ કહે સાંભળ કૃત્યા, આ લેઇ જા રૂષિરાય; રક્ષણ કરીને રાખજે જેમ, નર એ નાસી ન જાય. ૧૯ સજીવન વિદ્યા છે સ્વાધીન, એ જશે આણીઓ જયાંહે; માનુની મૂકજો મંત્ર ન સાધે, ઘોર ગુફાની રે માંહે. ૨૦ મૃગેંદ્ર મૃગને જેમ ઝાલે તેમ, જુવતી તે લેઇ ગઇ ઝાલી; બળવંતી ત્યાં ભૃગુને બેઠી, ભામની ભગમાં ઘાલી. ૨૧ ગુરૂદાનવને ગુમજ કીધો, કપટ કરી તેણીવાર; ભ્રષ્ટ કર્યો બ્રાહ્મણને દેવે, જુઓ સ્વારથીઓ સંસાર. ૨૨ ના કરવાની જો કૃતિ કી ા, હરિહર અજ મળી ત્યાંહી; ભાળ ભૃગુની ન જડી જોતાં, ભૂમંડળની માંહી. ૨૩ નિરાશ નૃપ થયો છે મનમાં, આધાર ઓથ ન કોઈ; દેવે દુંદુભી ત્યાં વગડાવ્યાં, જુથ અપરિમિત જોઈ. ૨૪ ગરૂડ ઉપર ગોવિંદજી ચઢીયા, ચક્ર ચતુરભુજ ધારી; પિનાક પાણી ત્રિશૂળ ને ફરશી, ગ્રહી સજીયા ત્રિપુરારી. ૨૫ વૃષભારૂઢ ત્યાં વિશ્વપતી થઇ, ડમરૂ નાદજ કીધો; ચઢયા

રણમાં ચંદ્રશેખર, વેષ વિકટ ત્યાં લીધો. ૨૬ ઐરાવત પર અમરપતિ ચઢી, વજ્ર ગ્રહ્યું કરમાંહી; હંસારૂઢ વિરંચી થઇને, તરત પધાર્યા ત્યાંહી. ૨૭ વાયુ વન્હિ ચંદ્ર સૂર્ય ને, સઘળો સુરનો સાથ; યમ કુબેર તે ગજરથ ચઢીયા, ભીડવા ભડશું રે બાથ. ૨૮ સાંગ શક્તિ ત્રિશૂળ ને તોમર, પટ્ટિ પરિઘને રે પાસ; જળહળ ઝબકે શસ્ત્ર ફળો જેમ, કરવા લય કૈલાસ. ૨૯ દાનવ દેવ તણું દળ સજ્યું, કરવા મહા સંગ્રામ; અસ્ત્ર શસ્ત્ર ઉઘાડાં કરમાં, મહા રણ કેરી મામ. ૩૦ વિશ્રામ—મામ મૂકે મહા રણે, ચઢયું કટકનું પુર રે; દેવનાં દુંદુભી ગડગડે, ચઢયા સુર અસુર રે. ૩૧ ગજેંદ્ર પર કરી ગર્જના, ચઢયો ચતુર ભૂપાળ રે; રેવા કટક જોઈ કંપીઓ, ત્યાં વસુધાધર વ્યાળ રે. ૩૨ ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિરેવાશંકર વિરચિતે ભૃગુ હરણવર્ણનો નામ સપ્તદશોઽધ્યાયઃ ૧૭

## અધ્યાય ૧૮ મો.

રાગ ધનાશ્રી—સુત શૌનક પ્રત્યે રે ગાય, રણ ચઢીયો ત્યાં કોપીને રાય; ગદા ગંભીર કરમાં રે લીધી, સેના તતબર સઘળીરે કીધી. ૧ ધરી બખ્તર પાખર ટોપ, પીસી દંતને કરતા રે કોપ; હાંકયા ગજરથ કોટિક ત્યાંય, થાય ઘુમરાણ રણ માંહ્ય. ૨ કોઇએ લટપટી પાઘડી ઘાલી, નાસે તરવાર કરમાં રે ઝાલી; વાગી વિકટ ત્યાં વીરની હાક, ચઢી

ચોગમ મેદની ચાક. ૩ સેના ધસમસી આવી રે ધાઇ, શૂરા ધાય છે સાંગને સાહી; શંભુ સનમુખ આવ્યા રે જ્યારે, ગરજી બોલ્યો જાળંધર ત્યારે. ૪ અલ્યા ભંગી ભિખારી અજાણ, મુને આપવા આવ્યો રે પ્રાણ; નાઠા વિષ્ણુ વાસવ વિધી નામ, તે તું જીવતા તાકું સંગ્રામ. ૫ સહાવા સિંહને જંબુક જાય, મુને તે જોઇ બળતરારે થાય; અલ્યા મેળવ્યો મુજશું તેં તંત. આણું અમર તારો અંત. ૬ બેઠો પ્રાણ ખોવાનેરે પાપી, મને માગી તેં અબળા ન આપી; તુને જમપુરી પોંચાડી દેઉં, મોંમાં મારીને માનુની લેઉં. ૭ ચઢયો પશુપતિને તવ કાળ, પ્રગટી ક્રોધથી પાવક જ્વાળ; ખેંચ્યું પારવતિ પતિયે પિનાક, ચઢી અસુરની સેન્યા રે ચાક. ૮ મૂકયું મદનરિપુએ ત્યાં બાણ, દાનવ દળ માં થયું ભુમરાણ; પડયાં કરમાંથી અસુરનાં અસ્ત્ર, થયાં એકઠાં સામટાં શસ્ત્ર. ૯ મૂકયાં જાળંધરે ત્યાં પ્રત્યક્ષ, લાગ્યાં પીડવા થઇનેરે લક્ષ; સુરને માર્યાની શંકા મોટી, ભાગે કારમુક કરથકી કોટી. ૧૦ ધાય દાનવ ત્રિદશ ટોળી, વાગે ગુર્જ ગદાનેરે ગોળી; કોઇ ગજરથ થકી ગડીયા, મૂકી પ્રાણ કો રણમાંરે પડીયા. ૧૧ કોઇનાં પગ ને કમ્મર ટૂટે, કોના ધડ થકી શિષ વછૂટે; થાય ચક્ર ને રથના રે ચુરા, સુતા સોડ તાણી રણશૂરા. ૧૨ ગોળા ધમધમ ગરજે રે ત્યાંય, ધમકે તોપ તે મહા રણ માંય; છુટે સરરર સાયક

તીર, વરસે વીરનાં વિષમ રૂધીર. ૧૩ વાજ્યો શંભુએ બાણુનો છેક, નથી અડકતું અરીનેરે એક; થયા શંભુ રણે રઘવાયા, ઉઠી કંપા કપાળીની કાયા. ૧૪ અસ્ત્ર ઇશનાં જેટલાં જાય, લાગે થાક ને નિષ્ફળ થાય; લીલાં લાલ ને શ્યામ સફેદ, પીળાં પીંછ કો ઉડાણુ અચેત. ૧૫ શુક સારીકા સર્પના ઘાટ, મૂકયાં બાણુ એ વાળવા ડાટ; વરસે બાણુ તણો વરસાદ, ગરજે ગગનમાં પર્વત પહાડ. ૧૬ ભેદે કવચ પડે શિરટોપ, કર્યો પ્રલય સમો શિવે કોપ; કનક પુંખાળાં શાર ચળકારા, જાણે ટૂટે છે નભના રે તારા. ૧૭ મારી શંકર શરને થાકયા, ત્યારે ત્રિદશ નાસવા તાકયા; પીસી દંત અધર બળવાન, મારી સેન કર્યું સમશાન. .૧૮ કોપ્યો સિંધુસુત કરી રીસ, નાઠા, સુર સહુ પાડતા ચીસ; થયું એ પાસે બુમરાણુ, પડયું દેવના દળમાં ભંગાણુ. ૧૯ શાર અડકયું ન અસુરને એક, નાઠા શંકર મૂકીને ટેક; વરત્યો તે સમે હાહાકાર, નાસે સુર નાંખી હથિઆર. ૨૦ મારી વૃષભને મૂકયો મુંઝાઇ, પેઠા શંભુ શિબિરમાં રે ધાઇ; નથી માતો ત્યાં શંભુને શ્વાસ, થયા અંતરજામી ઉદાસ. ૨૧ કહે વિષ્ણુને વિષધર વાણી, ખોયું આજ મેં પંડનું પાણી; ખરી ખાતરી વીરની વાપી, લેઇ જાશે પાર્વતિ એ પાપી. ૨૨ દોષ વિષ્ણુ હું તમને દેઇશ, જાશે જુવતિ તો લક્ષ્મીને લેઇશ; ફોડી ઓસડ આંજી તેં આંખ્યો, મુને ફોગટ ફાંગરે

નાંખ્યો.૨૩ જાઓ ચતુર્ભુજ તમે ચાલી, આવો ગીરજાને ભોંયરે ઘાલી; જાવું ચતુરાનને ત્યાં કીધું, ત્યારે શંભુએ ત્રિશૂળ લીધું.૨૪ નીચ સોંપાય નહીં તુને નારી, વિધી.તારી મતિ વ્યભિચારી; તુને તનયાનું લાંછન લાગ્યું, મેણું માથે તે ભવનું રે ભાગ્યું. ૨૫ વળી ઉમિયાને વારતાં તારૂં, વિર્ય પાત થયું શું વિચારૂં; ભાળ્યા અંગુઠા તારાણી તેના, સાઠ સહસ્ર વાળી ખીલ એના. ૨૬ જોડે જાય તો જોખમ થાય, તુને સુંદરી કેમ સોંપાય; એમ કહીને ત્યાં ત્રિકમે ઝાલી, ગુપ્ત ગીરજાને ગીરિમાંરે ઘાલી. ૨૭ જાણી વિધીયે ત્યાં વેળારે આડી, નિજ સદને સાવિત્રી સંતાડી; થયાં કષ્ટ પડે મુખ કાળાં, દીધાં ત્રિદશે મંદિરે તાળાં.૨૮ જોયા ત્રિકમે તકનારે ટાળા, ઘાલી સિંધુમાં સિંધુની બાળા; જોયા શૌનક એ સુર બળિયા, પછી શિબિરમાં ટોળે મળિયા.૨૯ કહે શંકર હરિ શું થાશે, એ જાળંધર કેમ જીતાશે; મુને મદ કરી મેહેણાં દીધાં, મારાં બાણુ તે નિષ્ફળ કીધાં.૩૦ વિષ્ણુ કહે તમે હારીયા હાવે, મુને ત્યારનું અન્ન ન ભાવે; સર્યું કાંઇ ન સુરનું રે કાજ, બેઠા ત્રણુ જાણુા ખોઇ લાજ.૩૧ વળી કહે વિધી કરીએ રે આવું, કાલે સામટું રણુમાં રે જાવું; એમ શોચતા દીનદયાળ, થયો પ્રગટ પ્રાતઃકાળ. ૩૨ ઉઠયો શિબિરથી ભડનો ભૂપ, નાહીને અંગ સજ્યું રે અનુપ; કરી ઇષ્ટ ઉપાસના ત્યાંય, આવ્યું યાદ જવું રણુ માંય.

૩૩ ટોપ શિષ કવચ કર્યું અંગ, બાંધ્યું નવઘરૂં ત્યાં નવ-
રંગ; કરણે કુંડળ ઝળકે વિશાળ, પેહેર્યો સોનેરી સુરવાળ.
૩૪ કંઠે મુક્તાફળની રે માળ, દીસે નૌતમ રૂપનું આળ;
ચિત્ત ચંદ્રના સરખું ચકોર, વપુ વજ્રના સરખું કઠોર. ૩૫
તીખી તરવાર કટીએરે નાંધી, પીળા પટકાની કમ્મર બાં-
ધી; પેહેર્યાં લોહનાં મોજાંરે પાય, નથી ભાસતી કુસુ-
મમાં કાય. ૩૬ દીસે અધર તે રાતારે ચોળ, તેવો તાજો છે
મુખ તંબોળ; ભાથા ભીડીયા તે બેઉ પાસ, જાણે રમવાને
સજીયોરે રાસ. ૩૭ લાવ્યો કિંકર ગજ શણગારી ઝુલ
જરીયાની તે પર ધારી; શિષ સુંદર પુષ્પની વાડી, મેઘાડં-
બરમય અંબાડી. ૩૮ ચક્રચાપ પરિઘ ને પાશ, શકિત સાંગ
ગદા ગ્રહી આસ; ગજેંદ્રને મદિરા રે પાઇ, લોહ સાંકળ
સુંઢે સજાઈ. ૩૯ ષટ્ત્રીસ આયુદ્ધ વપુ ધારી, કરી ઈન્દ્રે
જાણે અસવારી; ગરજ્યાં ગોમુખ દુંદુભી ત્યાંય, ચાલ્યું
સાગર દળ રણ માંહ્ય. ૪૦ સાંઢયા ગજરાજ ઘોડારે સુર,
પાળા પાખરિયા ભરપુર; નેજા ફરફર ફરકવા લાગે, રણ-
શિંગાં તે ચો દશ વાગે. ૪૧ ઝમકે ઝાંઝરીયો ઝણણાટ,
કોટા ગરજી રહ્યા કરણાટ; ચઢયું લડવા કટક જે વિશાળ,
દળ ભારે ડોલ્યા દિગપાળ. ૪૨ વિશ્રામ—દિગપાળ. ડોલ્યા
દળ ચઢે, ધરા ધ્રુજી ત્યાંય રે; કડાજુડ કટક મળ્યું, રાઢ થઈ
રણમાંય રે. ૪૩ હરિહર અજ ને ઈન્દ્ર તે, સુર ગણ સેના

ધાય રે; રેવા દેવ ને દૈત્યનો, રણસંગ્રામ રચાય રે. ૪૪

ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે સિંધુસુતશંભુસંગ્રામવરણોનામઅષ્ટાદશોધ્યાયઃ ૧૮

# અધ્યાય ૧૯ મો.

રાગ આશાવરી— સુતપુરાણી કહે શૌનકને, સેના સુરનીરે ત્યાંય; દાનવપતિનાં દુંદુભી તે, ગરજી રહ્યાં રણ માંય. ૧ હરિહર અજ સંગ્રામે સજીયા, સનમુખ આવ્યો વીર; સહુ અસુરને સંહારવાને, ધાયા રણના ધીર. ૨ ગગન ગાજે ભોમી લાજે, હોકારા બહુ થાય; વજ્ર વૃષ્ટિ થાય ઉપર, અસુર અગણિત ધાય. ૩ કોપ કરીને લક્ષ્મિકાંત, સારીંગ ધરી શરને મારે; સિંધુસુતની કરી પ્રકંમા, પાછો પલટે તે વારે. ૪ શંકરે સાંગ ગ્રહી બળ આણી, ત્રીધારી ત્રિશૂળ સમાન; તિક્ષણ અગ્ર ને તાતી પાવક, વિકટ વિષમ બળવાન. ૫ મનવેગી મહારૂદ્રે મૂકી, સહસ્ત્ર સૂર્ય સમ તેજ; કટકટી કાળ પુરૂષ ત્યાં કોપ્યા, વાળવા યુદ્ધ અવેજ. ૬ સમસમ કરતી શંભુએ મૂકી, કાળનું કાપે જે શિષ; અડકી નહીં ઉદધીના તનને, તવ વિસ્મે થયા જુગદીશ. ૭ વજ્ર વાસવ ચક્ર હરિનું, ત્રિશૂળ શંકરરાય; સીંચાણો શૈલ્ય ભમે તેમ, અસ્ત્ર એકે ન ખાય. ૮ પડે રજની ને જાય પાછા. નિશાએ ન્યારા થાય; ઘણા દિવસ વઢતાં વિત્યા પણ, જીત કાંઇ ન જણાય. ૯ ચંદ્રશેખર ચતુર્ભુજને કહે

છે, વીર વચન કઠોર; કરો કેશવ યુદ્ધ હાવે, હું થયો કમ-
જોર. ૧૦ હરિ કહે હર સાંભળો, એ અસુરનો શો ભાર;
શંભુ કહે સેહેવાય નહિં મેં, ભુરી ભડનો માર. ૧૧ કટ-
કટી ત્યાં ચઢયા કેશવ, માર્યું આગમીચું ત્યાંય; પશુપતાકા
શંભુએ ત્યાં, મૂકીયું રણ માંય. ૧ ૨ ઘોર ગુર્જ ગદા ને ફરશી,
ભોગળ ને ભીડમાળ; ચક્ર ચાપ પરિઘ ને પટ્ટી, વૃષ્ટિ બાણ
વિશાળ. ૧ ૩ ઉડે રથ આકાશમાં ને, અસુર કરે નાસાનાસ;
પડે પર્વત સર્પ ને સુર, પામીયા તન ત્રાસ. ૧૪ વરૂણાસ્ત્ર
મેલ્યું વાસવે ને, બાણ વૃષ્ટિ થાય; પવનાસ્ત્ર મૂક્યું પયોધી
સુત, અરિદળ અળપાય. ૧૫ ગરૂડાસ્ત્ર ગર્વ ધારીયે મૂક્યું,
એમ મૂકે બાણ; ઉભય સુર અસુર સેના, વળી કુચ્ચરઘાણ.
૧૬ ગદા લીધી ગર્જના કરી, મારવા માંડયા રે સુર; હાહા-
કાર હવોજ સબળો, પ્રાજે કર્યા ભડ પુર. ૧૭ નંદીને ત્યાં
પ્રહારજ કીધો, નાઠો તે રણનીરે માંય; પન્નગ અરિનાં પીંછ
પટકિયાં, તે પણ ત્રાસ્યો રે ત્યાંય. ૧૮ પાછા ફરીને પશુ-
પતિ ધાયા, ધનુષ પછાડયું શિષ; બે બળિયા ત્યાં બાથે
રે વળગ્યા, અરણવ સુત ને ઇશ. ૧૯ ગડદા પાટુ મુષ્ટિ ને
મુસ્તક, સ્કંધ પછાડે વીર; કેશ ગ્રહીને તાણે પરસ્પર, વરસે
અંગ રૂધીર. ૨૦ જાળંધર ત્યાં વજ્ર થઇને, ભીડીયા ભડની
સંગ; અંગારા અંગે અતિ વરસે, લોચન લાલ સુરંગ.
૨૧ ભૈરવ ને ગણ સઘળા, કરે બાણની વૃષ્ટ; નંદી ભૃંગી

કોપીયા, તે દે છે દારૂણ કષ્ટ. ૨૨ લાત વાગે ને ભૂત ભાગે, ત્યાગે આયુદ્ધ તન; મલ્લ લડે માતંગ સરખા, ગરજે વ્યોમ ને ઘન. ૨૩ ઉછળે તે આકાશ સુધી, ને પડે પૃથ્વી માંય; કંઠ મરડે દંત કરડે, ટેક ન મૂકે ત્યાંય. ૨૪ કંઠ મરડે અંગ ઉતરડે, તરતડે વીરનાં તન; એક એકને ભડ ભમાવે, ફેંકી દે છે ગગન. ૨૫ વાર એક વીસ વઢ્યા વિષધર, ભડે ઝાલી ભમાવ્યા; કચ્ચર કામરિપુ થાય તે, અંતની ઉપર આવ્યા. ૨૬ મારી કુટી મૃત્યુ સરખા, કર્યા તોડી દાઢી; શસ્ત્ર સહુ ખુંચી કરીને, શંભુને મૂકયા કાઢી. ૨૭ નગ્ન થઇ ત્યાંથી વિધી નાઠા, અસુર પાડે તાળી; પળ્યા સહુથી પરિગ્રહ્ય પેહેલા, વાટ ન જોઈ વાળી. ૨૮ હાક વાગી અસુરની તવ, ત્રાસીયા સુર ત્યાંય; ધસમસીને ધાઇ આવ્યા, સરવે શિબિરની માંહ્ય. ૨૯ ધુળ ધોબા મુંહે નાંખે, ને કરતા તિરસ્કાર; શંભુ કહે સીમા વળી મેં, ખરીજ ખાધી હાર. ૩૦ શંભુ કહે શ્રીનાથ મુજથી, કાલે યુદ્ધ નહિ થાય; અજીત એ જીતાય નહીં ને, કહ્યું ન કરે કાય. ૩૧ માટે માધવ એ અસુરશું, તજો યુદ્ધ ઉમંગ; કોઇષ્ટની ઉપાસના, તેથી અડે ન અસ્ત્ર અંગ. ૩૨ મેં પ્રભુ મનમાં વિચાર્યું, કરો કૂપટ કાંઇક જ્યારે; તોજ તમોથી સિંધુસુત એ, પામે પરાજય ત્યારે. ૩૩ મોઘું ન મળે કો મણિથી, મોટું નભથી જેમ; પશુપતાકા ચક્ર ત્રિશૂળ એ, ના અડકયું તે કેમ. ૩૪

માટે શંકર કહે એનું, મૃત્યુ મૂળ જાણાય; તો ત્રિલોકીનાથ તમથી, જોદ્ધો એ જીતાય. ૩૫ શ્રીપતિ કહે સત્ય શંભુ, આપ કહો તે ઇશ; ક્યાં જગકર્ત્તા તમો ને, ક્યાં જીવ જુગદીશ. ૩૭ રમાવર કહે રાખશોમાં, ચિંતા ચિત્તમાં લેશ; પધારો કૈલાસ પોતે, ઠાગે એને ઠગેશ. ૩૮ વળાવ્યા ત્યાંથી વિષ્ણુએ તે, આવ્યા ઉમિયા પાસ; અંત કરવા અસુરનો ત્યાં, વિચારે અવિનાશ. ૩૮ કોણુ જાએ કપટ કરીને, કેમ પૂછે પેર; ભગનિ એ ભૂપાળની, ગોવિંદ કહે મુજ ઘેર. ૩૯ પટાવી એ પ્રેમદાને મોકલું રિપુ પાસ; ભગિની ભાવે પૂછશે તો, કહેશે સહુ ઇતિહાસ. ૪૦ વિશ્રામ—ઈતિહાસ કહેશે આપથી, તો રહેશે રણમાં રંગ રે; તારૂણી કાજે તેડીયો, વેગે તર્ત વિહંગ રે. ૪૧ પ્રણામ પન્નગારિ કરી, માગે કરવા કામ રે; રેવા રસિક કહે જઇ રમા, લાવ્ય શીઘ્ર આ ઠામ રે. ૪૨ ઇતિ શ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે સુરાસુર સંગ્રામવર્ણોનામ એકોનવિંશોધ્યાય: ૧૯

## અધ્યાય ૨૦ મો.

રાગ ધનાશ્રી—તેડયો પ્રભુએ ત્યાં પક્ષીને પાસ, જાઓ વેગે જ્યાં વૈકુંઠ વાસ; વેગે કમળાને લાવો રે વીર, જોજો વાટમાં કરતા રે ધીર. ૧ વાહાણું વાતા પેહેલું ન અવાય, તો આ કામ અકારજ થાય; શિષ નામી વિહંગમ ધાયો,

વેગે વૈકુંઠમાં વીરઆવ્યો.૨ લાગ્યો લક્ષ્મીને પ્રેમથી પાય, ચાલો માધવ તેડે છે માય; ગિરિ કૈલાસનો ત્રટ જયાંય,વઢે દેવ ને દાનવ ત્યાંય. ૩ અરૂણોદય પેહેલું આપણે જાવું, જઇને ભુધર ભેળાં રે થાવું; કમળા કહે છે શું મારૂં કામ, કહે સુપર્ણ તેડે શ્યામ. ૪ ઉઠી ગરૂડ ચઢયાં પછી માત, પહોંચ્યાં થાતા પહેલાં પ્રભાત;જુવે વાટ વિશ્વંભર જયાંય, આવ્યાં વિનતા વિહંગમ ત્યાંય.૫ જોઇ હરખિયા સુંદર-શ્યામ,કરવું કમળાના હસ્તક કામ;માટે મરમ કટાક્ષથી ભાળી, જાણે વનિતાને વશ વનમાળી. ૬ હસી બોલીયા ત્યાં હિતકારી, આવો પ્રેમદા પ્રાણની પ્યારી; થયો સુ-ખીયો હું સુંદરી હાવે, મુને તમ વિના અન્ન ન ભાવે.૭ તમો ચપળા ચતુરસુજાણ, કર્યો તેં વશ મારો પ્રાણ; હોય સંકટ સિંધુ તે સારો,ન સેહેવાય વિયોગ મેં તારો.૮ મુને વિશ્વનું સુખ નથી ગમતું,રહે છે મન મારૂં તમ પુંઠે ભમતું; નથી યોગીના ઉરમાં રે વસતું, ક્ષણું તુજમાં થકી નથી ખસતું. ૯ મુને જગત કહે મહારાજ, તે સૌ તારૂણી તમ વડે લાજ; મુને ભક્ત ભજે દધિબાળા,તે હું તારી જપું છું માળા. ૧૦ મારી કંપતી તુજ વિના કાયા, લાગી મીઠડી તારી માયા; વહાલી તુજ વિના કો નથી વામ, તું છે વાત તણો વિશ્રામ.૧૧ મારી સંકટ વેળાનીસહાય, પળ તુજ વિના કલ્પની થાય;એવાં વચન વદ્યા જુગદીશ, બોલ્યાં

શ્રી તવ નામીને શિષ.૧૨ તમો અંતરના આધાર.મારા હરિવર હૈયાના હાર; કેમ કૃપિત થયું પ્રભુ અંગ, ભાસે કંઇક થયું મન ભંગ. ૧૩ કેમ અંતર ઉંડું ઉદાસ, તન જોઈ પડયો મુને ત્રાસ;પીડા શાને થઇ તમારી જાત, મુને કહોને મારા સમ વાત.૧૪ શીદ સમ મુને દે છે રમા તું, નથી કમળા મેં તુજને કહેવાતું; સતિ કહે સુણો પુરૂષપુરાણ,જો ના કહો તો તજું મારા પ્રાણ.૧૫ ત્યારે બોલ્યા ત્યાં પ્રાણજીવન. મુને આપો વિનતા વચન; તો તે વાત તમોને કહેવાય,ત્યારે શ્યામા મુને સુખ થાય.૧૬ મહિલા મોકલું ત્યાં તમે જાઓ, સતિ તેના ખરા સમ ખાઓ; તમે માનો નહીં તારૂણી જ્યારે,કહી હલકો પડું હું ત્યારે. ૧૭કહે કમળા તમારી કહેવાઉં,જ્યાં વેચો ત્યાં હું વેચાઉં; કહો વાત મુને અવિનાશી, હું છું દીન તમારીરે દાસી. ૧૮તમો કહો જો કૃપાના નિકેત,તો હું હાજર પ્રાણ સમેત;ત્યારે બોલ્યા ત્રિભોવન તાત,સુણો વૈષ્ણવી મારીરે વાત. ૧૯ તમે જાળંધર પાસે જાવો,ભેગાં ભાઇ ભગનિ મળી થાવો; છે તમારે એ બંધુનું લારૂ, તેથી સનમાન આપશે સારૂં.૨૦ તેનું મૃત્યુ પૂછો તમે નારી, તો પ્રેમની પ્યારી તું મારી. ૨૧ વિશ્રામ—મારી પ્રાણ પ્યારી તમો, લાવો સાચી શોધ રે; તો તારા બંધન તણો, કરૂં હું કંઇ વિરોધરે.૨૨ વીરના વધની વાત તે,શ્રીએ સાંભળી જ્યાંય

રે; રેવા રસિકની સાથે તવ, તારૂણી બોલ્યાં ત્યાંયરે. ૨ ૩ ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિરેવાશંકર વિરચિતે શ્રીવિષ્ણુ સમાગમો નામ વિંશોધ્યાયઃ ૨૦ .

# અધ્યાય ૨૧ મો.

રાગ દેવગંધાર—જંજાળી જીવડે મુકિતની જુકિત ના જાણી. એ રાગ. શામળીયા મુજને આ સમે આ શું કીધું, મહિયરીયાનું માઠું તાકયા, મારૂં સર્વસ લુંટી લીધું; કાળજડું કોર્યું, આ સમે આ શું કીધું. ટેક. રાજ પિયરવડે છું પનોતી, જે સઘળું સુખ મારે; આજ ઘટે મહારાજ તમારે, વીરની ચઢવું વહારે. શામળીયા. ૧ કોણ કુટિલ એવી હોય તે, મહિયરનું કહે માઠું; વેણ તમારાં નહિં વિસરે, જેમ પીઠ ઉપરનું પાઠું. શામળીયા૦ ૨ હઇયામાં હોળી સળગાવી, મોત વિનાની મારી; શઠ સુરની શિખામણ માની, ઘર ઘાલ્યું ગિરધારી. શામળીયા૦ ૩ સુધા સરીખું વાકય તમારૂં, પણ શુળી સમ સાલે; પીયરનું પાધર કરવાને, કેમ મારા પગ ચાલે. શામળીયા૦ ૪ અભાગણી એવી કોણ હોય તે, વેળા જે ન વિચારે; દગો કરીને કેણ ભગનિ, ભોળવી ભાઇને મારે. શામળીયા૦ ૫ જડ બુદ્ધિ મારી જોવાને, તકમાં સાચવ્યું ટાણું; કમળનયન કરવાને બેઠા, મારૂં વિશ્વમાંય વગોણું. શામળીયા૦ ૬ સહસ્રશી સહુ ગાય તમોને, તે કવિજનની કેહેણી; હું હે-

ચાપુટી નવ સમજી, રાજ તમારી રેહેણી. શામળીયા૦
૭ આવું જાણુત તો હું ન આવત,દુઃખમાં દવ તે ધરવા;
પાતળીયા બેઠા છો મારૂં, પિયર પાધર કરવા. શામળી-
યા૦ ૮ પેટ ભરૂં પ્રપંચે પ્રભુ હું, દિશ કરૂં કેમ કાણી;
હૈયાનું હોઠે આવ્યું મેં, સહુ સાધુતા જાણી.શામળીયા૦
૯ મોટી ભગનિ માત સમી તે,કેમ શત્રુની વટ સારૂં;હાથે
કરીને હળવી પડવા, શીદ માપ ઘટાડું મારૂં.શામળીયા૦
૧૦સત્યગુણી તમને સમજીને,સંબંધ સારો ભાળ્યો,મૂ-
ળાએ મીઠું મૂકો તે,ડોસે ડાટજ વાળ્યો.શામળીયા૦૧૧
ભાઇ તે ભવનું મહીયર મારૂં,કોઇ દિન આવે આણું;ના-
થજી તે દેખી ન ખમાયું,મારૂં ઠરવાનું ઠેકાણું. શામળી-
યા૦ ૧૨ દલ ખોલી કોને દેખાડું,રાજ મરૂં છું રૂંધી;પિ-
યર વણ પાતળીયા મારે,પાધર પાવા સુધી.શામળીયા૦
૧૩ કર્યું નથી મેં કપટ કદાપિ,કેમ બાંધવને થાયે;વાંકુવે-
તર ત્યાં વહાલાજી,આ પળીયાં પીંજાયે.શામળીયા૦૧૪
આવાં હિણાં કરમ કરવાની,આ કોણે મત દીધી;સમાનદ્-
ષ્ટિ સમજાણુ લાંબી,મેં સહુ સમજી લીધી.શામળીયા૦૧૫
કર્યો અકાંચન તાતજ મારો,સહુ ઇસ્કામત આણી;કહો
કો દિન પાયું છે, મારાં પિયરાયાંને પાણી. શામળીયા૦
૧૬નથી જમાડયો લાડકડાને,રાજ રસોઇ મેં રાંધી;રમા-
ડવા ના ગઇ હું કો દિન,ખોળે ખાવું બાંધી.શામળીયા૦

૧૭ મુજ વીર સાથે શું વેર તમારે,તે કારણ કંઇ કહોને; મારે સુખ થાયે તો મુજને,સ્વામિ શુણીયે વોને. શામળીયા૦ ૧૮ હું બળતી બોલું છું બીહીતી, ધણી તમારી ધાકે,કોણ કરકશા એવી હોય તે,ભાઇનું ભુંડું તાકે.શામળીયા૦ ૧૯ કંથ કહ્યુ તે તો નહીં થાયે,કંપે પ્રાણ અમારા; લાડકડીનું મુખ લેવાયું, વહે નેત્રે જળધારા. શામળીયા૦ ૨૦ આવું જોઇ હાવેથી કો, સંબંધ કરશે સારો; પાપી સુરની પક્ષ થકી શું, ગયો જબંધવ મારો. શામળીયા૦ ૨૧ બે પાસે બોલે બંધન છું,નહીં બોલ્યાનું બહારૂં;આ જીવ્યાથી મુજને લાગે, માધવ મરવું સારૂં. શામળીયા૦ ૨૨ મારા વીરનો વાળ વિશ્વંભર, જો કાંઇ વાંકો થાશે; વાત સુણી તે વેળા મારો,ફટકીને જીવ જાશે. શામળીયા૦ ૨૩ પરણી આવ્યા પુંઠળ મુજને, પિયર નવ ઘો જાવા; ભાઇ મારીને ભડ બેસાડો,કોઇ ન રહે પાણી પાવા.શામળીયા૦ ૨૪ પતિત હોય તો પાવન કીજે,સસરાનો સુત જાણી; શું સારૂં કરવા તાકો છો, આ તરવારો તાણી. શામળીયા૦ ૨૫ વેચાતી વઢવાડ વઢો છો, કંથ ચાલ્ય આ કેવો; સહોદર સંહારી તમારે, શો શિરપાવજ લેવો.શામળીયા૦ ૨૬ કડવું કહેતાં લાગે તમને, ખરૂં વચન તો ખોટું; શું આસી મામા મારે થયું, માપ તમારૂં મોટું. શામળીયા૦ ૨૭ વાસવ સારૂ વામન થઇને, બળીયા જાચક જામ્યા;

દ્વારપાળ થઇને રેહેવાનું,ત્યાં શી ઈજત પામ્યા.શામળીયા૦ ૨૮ કપટ કરીને કંથજી મારા, કૌરવનું દળ કાપ્યું; પાંડવના કિંકર કહાવ્યા પણ,તેણે શું ફળ આપ્યું.શામળીયા૦ ૨૯ધર્મ હારીને ધણી તમે જે,કુંભ સુધાનો છળીયો;વાલી વધ કર્યો તેનો કહો કે જગે જશ મળીયો.શામળીયા૦ ૩૦પ્રાણ થકો તો પિયર વહાલું.વિનતા કહે વનમાળી; નષ્ટ નજરથી જોવાયે કેમ, ભાઇના સામું ભાળી. શામળીયા૦ ૩૧સુરને સુખિયા કરવા તાકો,મારા વીરને મારી; પાપવાત પૂછાવો મુજને,હરજી થાઉં હત્યારી.શામળીયા૦ ૩૨ અરે વિધાતા વર વીર વઢતાં,હું મન રાખું કોનું; રેવા રસિક કેમ ના ખોળ્યું, પરથમ માહારૂં પાનું.શામળીયા૦ ૩૩ વિશ્રામ—પાનું ન ખોળ્યું માહરૂં. રમા કહી એમ રોયરે;ભાઇને ભોળવી મારવા,હું નથી જાતી કોય રે. ૩૪ ચાહે તો રાખો ચરણમાં, કહો તો વસીએ વન રે; વળી શ્યામા સમજાવવા,વિષ્ણુ વદે વચનરે.૩૫ ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિરેવાશંકર વિરચિતે લક્ષ્મી વિયોગ વર્ણો નામ એકવિંશોધ્યાયઃ ૨૧

## અધ્યાય ૨૨ મો.

રાગ મેવાડો——ચાલ વણઝારાની——વળતી વિશ્વંભર બોલીયા સુણો સાધવીરે. ધન્ય તારૂંજી તારો ટેક માનો માધવીરે; સ્વામિ હું સમ ખાવા તણો સુણો સાધવીરે,

તમો છળ કરીને વાધ્યો છેક માનો માધવીરે.૧ હરિવદની આવું હતું સુણો૦,સોંઘો જાણીને ખાધાસમ.માનો૦;ભાઈ વિના ભવ ભાગી પડે સુણો૦, તમો તારૂણી ધાર્યું તેમ માનો૦. ૨ કંથની શી તમને કમી સુણો૦, વીર કોઇને કેમ કહેવાય માનો૦;સાચી સગાઈ સહોદર તણી સુણો૦, ભાઈ વિના જન્મ અકારજ જાય માનો૦ ૩ માપ ઘટયું મારૂં માનુની સુણો૦.મારો ભામનિ ખોયો ભાર માનો૦; મીઠું મનાવતી મુજને સુણો૦.આજ પેટનો પામ્યો પાર માનો૦. ૪ કહેતી પતિ મારા પ્રાણ છો સુણો૦, મિથ્યા કરતી મલાવડાં નિત માનો૦;કામ પડયે કારણ લહ્યું સુણો૦, હું તોજાણુંછું જુવતીનીરીત માનો૦.પરસ્વારથ સાધવો હોયતોસુણો૦,સમે પેટમાં પેસી જાય માનો૦; ભય નગણેભગવંતનોસુણો૦,બહુબોલતાં ના બંધાય માનો૦ ૬ સિંહ સંહારી સંચરે સુણો૦,નાસે માનુની દેખી મંઝાર માનો૦;પગ માંડે નહીં પાણીમાં સુણો૦,સેજે ઉતરે સિંધુ પાર માનો૦. ૭ રિદ્ધ સમરપે રીઝીને સુણો૦,ખીજે તો કરે શાહને ચોર માનો૦; હાસ્ય કરે પળમાં રડે સુણો૦, હોય કાળજું વજ્ર કઠોર માનો૦.૮ ના ગણે ત્રણ ને તેરમાં સુણો૦ રાખે સરવેની સાથેસ્નેહમાનો;૦ભોળવી ભ્રષ્ટ કરે રતિ સુણો૦,આપે છેત્રટ છેતરી છેહ માનો૦. ૯ હિત હરે પરનું હસી સુણો૦,કેને આપે ન પેટનો પાર માનો૦;ભ્ર-

ક્ષાદિકને ભોળવે સુણો૦,સમજે નહીં સાર અસાર માનો૦.૧૦વિશ્વને વાહે વાતમાં સુણો૦,મત પોતાનો માને ઠીક માનો૦; કહો કેમ કંથ થકી બીહે સુણો૦,નવ રાખે જે કાળની બીક માનો૦.૧૧ રાખી ન કોઈ રામા શકે સુણો૦,મેળે મન માને ત્યાં જાય માનો૦;લાજ દેખાડે લોકમાં સુણો૦,ક્ષણમાં સતિનું પદ સહાય માનો૦.૧૨વિશ્વ થયું વશ માહરે સુણો૦,પણતેં ન ગણ્યો મુને નાર માનો૦; ગોળ ખોળ સરખાં ગણ્યાં સુણો૦,વીર ને વર બે એક હાર માનો૦.૧૩માંથે છેડો નાંખો તમો સુણો૦,વેહેમ કાજે કપાવ્યું નાક માનો;કર્ણ કોચાવ્યા કયમસુણે સુણો૦,લાજ કાઢી વશ કરી વાકય માનો૦.૧૪ કાજળે ચક્ષુને વારીયાં સુણો૦, હાર્યો હસ્તિ એધાણી તે હાથ માનો૦; ચતુરને ચુસી નાંખીયા સુણો૦,હજુ રંગ છે દાંતની સાથ માનો૦. ૧૫ કયાં તે સંબંધને શોધીયો સુણો૦, સારૂં સગપણ રાખ્યું તેં આજ માનો૦;મચ્છ મગર ને કચ્છ તે સુણો૦, તારો પ્રૌઢો પિએર સમાજ માનો૦. ૧૬ તેના કરતાં હું ગયો સુણો૦,તારે મારે તો શાનો સંબંધ માનો૦;ગમતું કરોગોરીતમે સુણો૦, કરશુંબોલવું તમથીરે બંધ માનો૦. ૧૭ કહાવો સતિ સંસારમાં સુણો૦,પતિનું નવ પાળશો વેણ માનો૦; મુખ મારૂં ગમતું નથીસુણો૦,કરે નેહ પરીક્ષા નેણ માનો૦.૧૮વિશ્વાસે વળગી રહ્યો સુણો૦,મુને

નારી ઠર્યો તેં નિરાશ માનો૦;હવે તન પાડું તપસ્યા કરી સુણો૦.મુને મળવાની મૂકજો આશ માનો૦.૧૯સંન્યાસી થાઉં સર્વથા સુણો૦, જાઉં,વસ્તી તજીને વન માનો૦; ગેરૂએ વસ્ત્રને રંગીયાં સુણો૦,તાણ્યું તિલક તે ઊર્ધ્વ અમન માનો૦. ૨૦ કાઢયું કમંડળ કોપીન સુણો૦, બેઠા શિરના કઢાવા કેશ માનો૦;નારદ તે સમે આવીયા સુણો૦, જાણે આપવાને ઉપદેશ માનો૦.૨૧ ચપળા ભૂલી ચરિત્રમાં સુણો૦,જાણે હરિવરહાથથી જાય માનો૦; ખાંતીલી ખોળા પાથરે સુણો શામળારે,કંપે કમળાની થરથર કાય પ્રિતમ પાતળારે.૨૨ કોણ વલેની મૂકી મને સુણો૦ તમેકંથજીકેમ જવાય પ્રિતમ૦;ત્રિકમતરછોડી જતાસુણો૦,તમને રાજીરામના થાય પ્રિતમ૦.૨ ૩વયવિનાવિરકતનો સુણો૦,કોઇ ધરથી ધરાય ના વેશ પ્રિતમ૦;મારા સમ ના આપશો સુણો૦,તમો નારદ કાંઈ ઉપદેશ પ્રિતમ૦.૨૪રાજ રીસાયા શું તમે સુણો૦,મારૂં વચન ધરો નહિ કાનપ્રિતમ૦; માન્યું હોત તમે માનુનિ સુ૦,તો ભગવાં ન કરત ભગવાન પ્રિતમ૦.૨૫ચપળા ચેતી ચિત્તમાં સુણો૦, ભૂલી રાજ તમારી સેવ પ્રિતમ૦; કહેશો તે કરીશું અમો સુણો૦,નહીં રાખીએ કંથ કુટેવ પ્રિતમ૦.૨૬ કહેતો હું વાહું વીરને સુણો૦, મળી મૃત્યુની પૂછું પેર પ્રિતમ૦; ઠાગો કરી કહો તો ઠગું સુણો૦,કહો તો વિશ્વ સાથે

કરૂંવેરપ્રિતમ૦. ૨૭ રાજતમરાજી રહોસુ૦, મારેસુખ-રૂપી સંસાર પ્રિતમ.હાજર જે કહો તે કરૂં સુ૦મારા અં-તરના આધારપ્રિતમ૦. ૨૮તાત ભ્રાત ત્રિલોકના સુણો૦, લાવું મૃત્યુનાં શો ી મૂ૧ પ્રિતમ૦; પેટ ચોળીને પેઉજી સુણો૦,શીદ ઉપજાવો છો શૂળ પ્રિતમ૦. ૨૯જાઓ નારદ કેમ આવિયા સુણો૦,મારૂં કરવા ફરો ઘર ભંગ પ્રિતમ૦; જેણે ગેરૂ ગોપીચંદન કર્યું સુણો૦.તેનું આઘેરૂં ટળજો અંગ પ્રિતમ૦. ૩૦ કાળજાં કુણાં બાળવા સુ૦. કોઇને કરશો નહી ઉપદેશ પ્રિતમ૦; જેમ રાજી રેહેશો તમો સુણો૦, તેમ નાથ સદાય નસેગ પ્રિતમ૦. ૩૧કેશવે કોપીન કા-ઢીયું સુણો૦,જુવો જીવાણે સંધ્યાજોગ પ્રિતમ૦, માને કહ્યુ નહીં કંથનું સુણો૦, તે જ ભામનિયે નારે ભોગ પ્રિતમ૦. ૩૨ વિશ્રામ—ભોગ મળે ભરથાર તેના,જે વનિતા લોપે વચનરે,જુવો સુર સંકટ કારણે, પ્યારી પ્રેરે પ્રાણજીવનરે. ૩૩ભેદ પામવા ભાઇનો.શ્રી સેનામાં જાય રે.રેવા ભગનિ ભાળીને, ભૂપતિ રાજી થાય રે. ૩૪ ઇતિ શ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકરવિરચિતે લક્ષ્મિનારા-યણ પ્રશ્નોત્તર નામદ્વાવિંશોઽધ્યાયઃ ૨૨

## અધ્યાય ૨૩ મો.

રાગ મારૂ—શુક વળતી બોલીયારે, શૌનકાદિક શ્રવણે ધરે; નમીને નાથને રે, ત્યાંથી પદ્મા પરવરે. ૧ મૂર્તિ મો-

હુની રે, ચાલી કપટને કારણે;દળ દેખતી રે, આવી બંધુને બારણે.૨ કહ્યું કિંકરે રે, જાળંધર પાસે જઇ;મળવા મહિપતી રે, ભગીન આવે તમને અહીં. ૩ ઉઠયો આદરે રે, સ્નેહથી સામો આવ્યો ધાઇ; પડીયો પાયમાં રે, ભેટીને ભોવન લાવ્યો ભાઇ. ૪ તવ ઇન્દીરા રે, ઓવારેણાં લે છે વળીવળી; આંસુ આંખમાં રે, ગદગદ કંઠે થયાં ગળી. ૫ પ્રીતિપૂર્વક રે, પદ્મા તાણી પૂજા કરી; દે આશિષ ત્યાં રે, વીરા પર વહાલપ ધરી. ૬ કર જોડીનેરે.સિંધુનો સુત વાણી વદે; કયાંથી આવીયાં રે, મુજ પર હેત ધરી રૂદે. ૭ હવે કમળા કહે રે, વીરા તન જોવા તારૂં; ઘણા દિવસનું રે, મળવા ઇચ્છે મન મારૂં. ૮ રાત દિવસમાં રે, ક્ષણ ન જંપ વળે મુને; શીદને સાંભરે રે, ભૂપતિ ભાઇ ભગનિ તુને. ૯ આ શો અમરશું રે, વીરા તેં વિખવાદ ધારીયો; વઢવા આવતાં રે,તુને તાતે કેમ ન વારીયો.૧૦યુદ્ધ અમરનીરે, સાથે આદરીયું તેં જયારનું; મારા પેટમાં રે, તેલ રેડાયું ત્યારનું.૧૧ કહાવું કયમકરી રે,આ પાસે નથી કોઇ આવતું; સુણી વાતનેરે, ભાઇ ભોજન નથી ભાવતું. ૧૨ કોને જઇ કહું રે, ચિંતડાની થાય છે ચીરીયો; વીરા હોય છે રે, બેનીનો જીવ અધીરીયો.૧૩ ચિત્ત ચોક નહિ રે, હું ફટકારી સરખી ફરૂં; ઘરબારમાં રે. મન ગોઠે નહીં શું કરૂં. ૧૪ દેવ સહુ દુષ્ટ છે રે, ભાઇ દગો ભાસે મુને; માટે વારવા

રે, વીરા આવી તરત તુને. ૧૫ એક આંખ તું રે, રાંકડી ભગનિ કેરો તું ભઇ; તેથી તનમાં રે, ત્રાસ ને ભાન વિનાની થઇ. ૧૬ ત્રણે દેવતા રે, તેવડ તાહરીમાં ફરે; એશું યુદ્ધમાં રે, કાળ કટક ના ઉગરે.૧૭ નથી તે તણો રે, ત્રાસ વીરા તન તુજને; જોજે મૂકતો રે, રખે રખડતી મુજને.૧૮ યુદ્ધ કરતાં કદી રે, વાળ વાંકો તારો થશે; તો તે સાંભળી રે, પલકમાં પ્રાણ મારો જશે.૧૯ બહ્યાં રત્ન એ રે, વીરા સુરશું રાઢ તજો; નથી લાગતી રે, મારામારીમાં મુને મજો. ૨૦ વીરા તુજવડે રે, આશા મોટી મહિએરની; પછી માહરે રે, પાધરવાટ પિયેરની.૨૧એ જીવો ઘણું રે, સંપત્તિ સુખ તો એ ખરૂં; પણ હોય નહીં રે, સાકર સમ કોઇનું સાસરૂં. ૨૨ શુળી સાસરૂં રે, ચાહે તો સોનાની રે કરે; પણ પળ એકનું રે સુખ પિયરનું ના વિસરે. ૨૩ નથી તન દેઇને રે, કામ કશાં ઘરનાં કર્યાં; ખાઇ પીને ખુશી રે, રાત દિવસ ફરતાં ફર્યાં. ૨૪ બાણુજ બોલનાં રે, સાસરે સહુનાં સાંખીએ; કામકાજ તહીં રે, કોના ઉપર ભાઇ નાંખીએ. ૨૫ વીરો હોય તો રે, બેન કહી આવે બોલાવતો; સંદેશો ગયે રે, દેખા દે આણે આવતો. ૨૬ ભાઇ હોય તો રે સમો સાસરીયાનો સાચવે; પુત્ર હોય તો રે, ભરી ભવિષ્યને ભોગવે. ૨૭ માટે બંધવા રે, સુર સાથે સંગ્રામ તજો; તોડી તંતને રે, જે ભવતારણ તેને ભજો. ૨૮ સિંધુસુત બોલીઓ

રે, હું તો પૂજ્યને ધારતો પાળવા; મૂળ માહરાં રે, બેઠા બનેવી તો બાળવા. ૨૯ સુર સર્વ તે રે, જીવતા નહીં દેઉં જાવા; પણ આવિયો રે, સર્પ પાળેલો ખાવા. ૩૦ રૂણુ ને પ્રાપ જે રે, મૃત્યુ થયે પણ ના મટે; વેર વહાલામાં રે, ગોવિંદને ન કરવું ઘટે. ૩૧ તાતે ટેકથી રે, જાત જોઇ એની ખરી; ફરે મુજને રે, તે હણવા હાથે કરી. ૩૨ આવી બેન તું રે, માટે ઝાલીશ એને જીવતો; નહિ તો નિશ્ચે હું રે, વિષ્ણુને વધ કરી નાંખતો. ૩૩ વદ્દે વૈષ્ણવી રે, ના ફરે માધવ મારવા; સુરના સાથમાં રે, વઢતાં ગયા હશે વારવા. ૩૪ મન મૂકીને રે, તે ન વીરા તુજશું વઢે; એ અધર્મથી રે, બ્રહ્મસદન ભાગી મડે. ૩૫ એ એંધાણુ છે રે, કંથ બતાવું માહરો; મરતાં જે વધે રે, તે જ બનેવી તાહરો. ૩૬ સિંધુ સુત કહેરે, ત્રાણુ ભોવન જો મરે મથી; કોટિ વિષ્ણુએ રે, હું વધ થાવાનો નથી. ૩૭ બેની મુજ અંગનેરે, અસ્ત્ર અમરનાં નહીં અડે; માટે કોઇ જાુઠું કહેરે, ભગનિ તું રખે રડે. ૩૮ વળી કમળા કહે રે, મુજને કેમ પતિત પડે; તું રણુમાં જતાંરે, કાળજડું મારૂં કડકડે. ૩૯ સુર સાથે સંગ્રામમાં રે, કેમ કરી જીતશો મારા વીર; તેની મુને ખાતરી રે, થાતી નથી રહે છે અધીર. ૪૦ માટે કહે મને રે, કોણુ રીતે વીરા જય થશે; નહિ તો તુજ માટે રે, પ્રાણુ મારો ફટકી જશે. ૪૧ સિંધુસુત કહે રે, એ ગુપ્ત વાત છે જીતની; કો-

ઇને કહેશો નહિ રે, ભગનિ ભોળવી રીતની. ૪૧ ભાભી તાહરી રે, સત્ય ન ચૂકે જ્યાં લગી; કાયા માહરી રે, દેવ થકી ના પડે ડગી. ૪૩ ભવ બ્રહ્મા તણી રે, શકિત નથી જીતે મુને; કાળ કંપે મુજથી રે, મુખ થકી કહું છું તુને. ૪૪તવ રમા કહે રે, મુજને પતિત પડે નહીં; સત્ય ચુકે તો રે, કેમ જાણુાય તુને તહીં.૪૫ તવ સિંધુસુતે રે, આપી પતિત પરમાણીએ; ફુલનો હાર આ રે, કરમાએ લાંછન જાણીએ.૪૬ ખીલ્યાં કુસુમત્યાં રે, કમળાયે ગાણી નિશ્ચે કર્યો; સાચું માનીને રે, બંધવના કરમાં ધર્યા. ૪૭ ઉઠયાં ઇન્દીરા રે, વીરા આજ્ઞા આપો મુને; રાખે રામજીરે, કુશળ વીરા કહું છું તુને.૪૮જાળંધરકહેરે, માગ્ય તું બેની મારી કને; આપું સરવસ રે, તનમાં જે ઇચ્છા તને. ૪૯ વળી કમળા કહે રે, મુજ પર રાખજો હેત ઘણું; તમ પુણ્યથી રે, સુખ છે સર્વે સોહામણું.૫૦ તોય ત્રાણુ ત્યાંય રે, રત્ન રમાને આપીયાં; વેર હતાં વિષ્ણુશું રે, તે ઉરથી ઉથાપીયાં. ૫૧ ધારૂં છું મનમાં રે, જે સઘળા સુર હું વધ કરૂં; પૂજ્ય જાણીને રે, રત્ન કર રમાવરને ધરૂં. ૫૨ કહેજે વિષ્ણુને રે, નષ્ટ નજરથી ના નડે; રમા કહે રખે ડરે રે, ભાઇ તુજને પગે પડે.૫૩નમ્યો નરપતિ રે,પદ્મા પ્રભુ પાસે ગયાં; કળા કપટનાં રે, વચન કહી વહાલાં થયા.૫૪ વિશ્રામ—વહાલાં થયાં વ્રજરાજને, પૂછે પ્રિતમ પેર રે; કયમ કમળા કરી

આવીયાં, મહિયરીયા પર મેહેર રે. ૫૫ કંથ કને કરજો-ડીને, વનિતા વદે વચન રે; રેવા રસિક મુખ બોલીયા. કહે અબળા તુને ધન્ય રે.૫૬ ઇતિશ્રીપદ્મપુરાણે જાળંધ-રોપાખ્યાને કવિરેવાશંકર વિરચિતે લક્ષ્મિજાળંધર સ્નેહસમાગમેનતદ્મૃત્યુજ્ઞનામત્રયોવિંશતિતમોધ્યાય: ૨૩

# અધ્યાય ૨૪ મો.

રાગ આશાવરી—વાલ્મિક વળતા એણીપેરે બોલ્યા. સાંભળ રે રૂષિરાય; લક્ષ્મિ નારાયણ પ્રત્યે કહે છે, જાળં-ધરની કથાય.૧ વિઠ્ઠલ હું વીરા પાસે ગઇ ને, માન મૈયે-રીએ દીધું; વાત તમારી વરણવી એણે, મેં કૃત્ય મારૂં કીધું. ૨ પેરે કરી મેં પૂછ્યું રે સઘળું, આકીન તમ પર આણ્યું; તે વીરને તમ પર સ્નેહજ પ્રગટ્યો, ઝાઝું રે સગ-પણ જાણ્યું. ૩ સુર સંહારી રત્નને લાવી, તમને આપવા એ ચહાય; તે માટે મુજ બંધવની તમે, સર્વથા કરજો સહાય. ૪ જયાં સગપણ સામાસામી, ત્યાં કંથ વિરોધ ન કીજે; જળ પાયે જે આપણને, તેને ભાવતાં ભોજન દીજે. ૫ જે તલસે તમ દરશન સારૂ, તેને વધવા તમે ધારો; દૈવનો ચોર કૃતઘ્ની કહાવે, વિષ્ણુ મન વિચારો. ૬ ભગનિને ભાઈ કરતાં બીજું, કંથજી કાંઇ ન હોય; વારૂં છું વનમાળી માટે, તંત ન મેળવો તોય.૭ સાસરિયામાં સ્વામીનું સ-

ગપાણ, તેમ મૈયરીઆમાં વીર; સ્વામિ સહોદર તમને સોંપ્યો, છો તમે ધર્મના ધીર. ૮ તેમણે તમને તેડયા રે મળવા, ભગનિના ભરથાર જાણી; પ્રેમે ધરી તે પાસે પધારો, અનુકંપા ઉર આણી. ૯ તે તમ કાજે પ્રાણ પાથરે, સમજી સંબંધનું લાહારૂ; અમરને કાજે અરિવટ રાખો, સમજુ થઇ શા સારૂ ૧૦ ચોળી ચીકણું ચતુર કરે નહીં, રંક વિવેકી ન વાહાય; નીર મથ્યે નવનિત ન આવે, વૈરમાં વહાલ ન થાય. ૧૧ હેડ બેડી માંહે પગ ઘાલી, બળીયો ન બેસે કોઇ; માટે કંથજી કલેશ ન કરશો, સિંધુ તણો સુત જોઈ. ૧૨ તાગે તેવડ નાથજી નહિ રહે, પાછળ પીડા રે થાય; માટે સુરની પક્ષ ન કરશો. લાગું તમારે હું પાય. ૧૩ શ્રીનાં વાક્ય સુણીને બોલ્યા, વિશ્વવિનાશી વચન; મહિએરમાં જઇને ફરી મતિ, મેં વર્త્યું તમારૂં મન. ૧૪ શા કારણે મેં સુંદરી તમને. મહિયર મોકલ્યાં રાણી; ઉલટા અવગુણ ગાયા મારા, મેં મતિ તમારી જાણી. ૧૫ મીઠું મનવ્યું મુખથી મુજને, અંતર ઉંડીકાતી; ઘર ઘાલ્યું હસી વાત કરીને, નીચ નથી લજવાતી. ૧૬ કંથ થકી કપટી સ્ત્રી તુજને, વીર તે વહાલો ભારી; વાત કરી હશે વીર કને જઇ, કંઈક ઘસાતી મારી. ૧૭ બંધવે તુજને બદબુદ્ધિ કહી, તે ના વદી મુજ ધાકે; હું સમજ્યો છું તારૂણી મુજને, તું વધ કરાવવા તાકે. ૧૮ આજ થકી ભોજન જળ પીવું, તે

તુજ હાથે નહિ થાય; મન મેળવીને મારી નાંખે તું, કોણુ કહે સુખદાય.૧૯ મનની કાચી કામની તું થઇ, કેમ કરૂં વિશ્વાસ; દુષ્ટ દગો કરવા તું તાકે, નાંખી પ્રેમનો પાશ.૨૦ મંદમતિ તું પારકું માની, કંથને મારવા તાકે; વન વાટે નાખી જેમ નાઠી, ચિત્ત ચઢાવીને ચાકે.૨૧ વાતને લેવા વિનતા પ્રેરી, તે વાંકું કરી આવી, વીરજીવાડી મુજને મારી, લાલચ દે સમજાવી. ૨૨ માનુની મેં તુને માથે ચઢાવી, માટે ન માને રે મારૂં. પિઅર જઇને પાધરી આવી, શા સ્વારથને સારૂ.૨૩ જારી જુવતિ વઇદ ને વ્યસની, તસ્કર મૂર્ખ જુગારી; પ્રાણુ પડે પણુ સત્ય ન બોલે, તેમાંની રે તું નારી.૨૪ પામણી નારી પિઅરવખુ તે, શું સ્વામિનું શુભ ઇચ્છે; ઉઠ અધમ મુજ પાસ થકી તું, પાર ન મારો પીછે.૨૫ ક્રોધ કરી ઉઠયા અવિનાશી, પ્રેમદા લાગે પાય; માધવ માને નહિ મહિલાનું, રીસાયા વ્રજરાય.૨૬ કમળા કહે વાત કહું તે, સાંભળો મારા શ્યામ; વેરને માટે વારૂં છું પ્રભુ, કયાં છે કપટનું કામ. ૨૭ ઓરા આવોને અવિનાશી, સંભળાવું સર્વ પ્રકાર; રાજ રીસાવું ના રે ઘટે આમ, અંતરના આધાર. ૨૮ હું હરિવર બંધુ પાસે ગઇતી, સનમાન બહુ ત્યાં પામી; પેરે કરીને વાત પૂછી મેં, સ્નેહ બતાવીને સ્વામી.૨૯ મેં કહ્યું બંધવ સુર સાથે આ, સંગ્રામ તાહ્યરે થાય; કેમ તુને એ અસ્ત્ર અડે નહિ,

માટે આ મન મુઝાય. ૩૦ વીર કહે તું સાંભળ બેની, છે વૃંદા જે મારી રાણી, તે સતિ જો વ્યભિચાર કરે તો, મુજ તનની થાયે હાની. ૩૧ ત્યાં લગી ભવ બ્રહ્માદિક સુર સહુ, યુદ્ધે ના જીતે રે કોઇ; મુજ મૃત્યુનું એમાં બારૂં, સત્ય બતાવ્યું રે સોઇ. ૩૨ મેં કહ્યું વીરા કયમ મનાયે, પંડ પતિત ના આવી; તે વેળાએ પુષ્પ તણી માળા, બંધુએ મુજને બતાવી. ૩૩ કહે કરમાયે પુષ્પ એમાંથી, તો તે વનિતા તપ ભંગ; તવ વિપરીત સંગ્રામ થયે થાય, અસ્ત્ર અડે ક્ષત અંગ. ૩૪ ત્રણ સહસ્ત્ર ને ત્રણસેં પર, ચાળીસ પુષ્પની માળ; વૃંદા વિભળ થયે કરમાયે, તવ જાળંધરનો કાળ. ૩૫ વિષ્ણુ કહે ધન્ય વનિતા મારી, સત્યવતી સુખધામ; બંધુ મરણ કળા કરી હાથે, કોણ કરે એ કામ. ૩૬ પ્રેમવતી તમો પત્ની રે મારી, આજ્ઞા પાળી રે જેહ; ધર્મ સતિનો એમ ધરાએ, કંથ વદે કરે તેહ. ૩૭ અઘટિત હતું તોય તમો કીધું, સ્વામિ વચન સ્વિકાર; વામા તમે વૈકુંઠ પધારો, હું કરૂં અસુર સંહાર. ૩૮ તેડી તરત વિહંગમ તે પર, કમળા થયાં અસ્વાર; અસુર વિદારી આવીશું, એમ બોલ્યા જગદાધાર. ૩૯ ગરૂડ ચઢી ચપળા તવ ચાલ્યાં, આવીયાં નિજ સ્થાન; વૃંદાને છળ કરવા માટે, કપટ કરે ભગવાન. ૪૦ વિશ્રામ—ભગવાન ભવતારણ પ્રભુ, ભયભંજન ભૂપાળ રે; ચતુરભુજ ચિંતામણી, દીનબંધુ દીન-

દયાળ રે. ૪૧ પરિબ્રહ્મ પાસે તહાં, આવ્યા શંકર રાયરે; રેવા રસિક ત્યાં કપટની, કેશવ કરે કથાયરે.

ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિરેવાશંકર વિરચિતે લક્ષ્મિનારાયણ સંવાદે જાળંધર મૃત્યુ પ્રતિ વર્ણો નામ ચતુર્વિંશો.ધ્યાયઃ ૨૪

# અધ્યાય ૨૫ મો.

રાગ ધનાશ્રી—વળતા વાલ્મિક વદે રે વચન, ભારદ્વાજ સુણો ધરી મન; કહે શંભુને શ્રીભગવાન, રમા બંધુનું કહું સમાધાન.૧ પ્રેરી મેં મારા ઘરમાંથી નારી,તે ખબર લાવી છે સારી; વૃંદા વનિતા જાળંધર કેરી, છે પતિવ્રતા કોયે ન હેરી. ૨ તેનું વ્રત તપ ભંગ જ થાય, તો જાળંધર તરત જીતાય; નહિ તો કલ્પ કોટી યુદ્ધ થાય, તોય અંગ અડે નહિ ઘાય. ૩ જ્યારે છેતરી છેહ દેવાય, તો સિંધુસુત રણ જીતાય; જે તે કપટ વડે થશે કામ,બીજી મારી ન પહોંચે રે હામ.૪ માટે એ તદબીરમાં લાગો, કરો ઠાઠ મચાવીને ઠાગો; ભૂંડા કૃત્યમાં મળશે ભલાઈ, સાચામાં તો રહ્યા સપડાઇ. ૫ સુણી શંકર વદિયારે આમ, કરૂં હું એમાં શું મોટું કામ; કરો આજ તમે સંગ્રામ, જાઉં જાળંધર થઇ એને ધામ. ૬ કરૂં ભામનિ ભ્રષ્ટ જ એની, તમે ચિંતા ન કરશો રે તેની; હસ્યા મનમાં ત્યાં હરિરાય, કડી લેતાં ન પાટણ જાય.૭ એમ સમજી નમ્યા બહુનામી,તમે શંકર

સૃષ્ટિના સ્વામિ; છો અકળ ગતિ અંતરજામી, જાય જગત જોતાં મોહ પામી. ૮ કામ કપરી વેળા તમે કીધું, અડચે અંત હળાહળ પીધું; વાત વિષ્ણુએ કહીને રે વાહ્યા ઉમાકાંતને ઉંચાં ચઢાવ્યા. ૯ આજ યુદ્ધનો વારો રે મારો, તમે પ્રેમદા પાસે પધારો; પરિબ્રહ્મ પોતે ભવ ભૂપ, ધર્યું જાળંધરનું સ્વરૂપ. ૧૦ તેવી ચાલ ચતુરતા ને ચેન, તેવાં વસ્ત્ર નિપુણતાને નેન; તેવો ગજને માવતનો રે ઘાટ, ઝાલી શંભુએ મથુરાની વાટ. ૧૧ ચઢયા સંગ્રામે શ્રીભગવાન, ગ્રહી ચક્ર સારીંગ કમાન; લક્ષ્મિકાંત ત્યાં લડવાને જાયે, ચિંતા નારદને તવ થાયે. ૧૨ ઉઠયા અજસુત ભરિયા રે શ્વાસે, આવ્યા સિંધુસુતની રે પાસે; ત્યાં જાળંધરે આસન દીધું, પ્રેમ આણીને પૂજન કીધું. ૧૩ આવ્યા કયાં થકી પરમપાવન, ત્યારે નારદ બોલ્યા વચન; હાક તારી ભાઇ હડહડતી, કહેતાં જીભ નથી રે ઉઘડતી. ૧૪ જોઇ અધર્મ હું અમુઝાયો, પગ તાણતો તુજ પાસે આવ્યો; જોયો જટિલ જે શંભુ કહેવાય, ધરી કપટથી તાહરી કાય. ૧૫ કરી કપટ તે વૃંદાની પાસ, ગયો લંપટ કરવા વિલાસ; નથા દારા એ ડગવાની કોઇએ, પણ બદલો તો વાળવો જોઇએ. ૧૬ તુને ગમતું હોય સુખદાઇ, હું તો કહેવાનો સરિગત ભાઇ; જોજે વાત ન જાણે રે કોઇ, મારૂં લોકમાં હળવું છે લોડી. ૧૭ માટે ગળણે ગળી જળ પીવું, ઉંડા પાણીમાં પેસતા બીવું;

આવ્યો સ્વર્ગથી કાઢી કંઇ બાનું, માટે રાખજો મિત્ર આ છાનું. ૧૯ જાણે દેવ તો મારે કુટી, મારૂં તુમડું જાએ રે ફુટી; એમ કહી ગયા ઋષિ સ્વર્ગેશ, સિંધુસુતે ધર્યો .શંભુ વેશ.૧૯ તેડયા સુભટ ભૂપે તમામ, કરો તમે સુર સાથે સંગ્રામ;ગયા ઇશ સતિનીરે પાસ, કરી કપટ નેં છળવાની આશ. ૨૦ હું ખરો જે ઉમા એની લાવું, દિન બે પછી પાછોરે આવું;સેનાપતિ સુણી સંગ્રામે જાય, બેઠો વૃષભ ચઢીને ત્યાં રાય. ૨૧ રૂદ્ર રૂપ ધરી તતખેવ, થયો દાનવ તવ મહાદેવ; જટાજુટ ને રૂંઢની માળ, અંગે ભસ્મ ને વ્યાળ વિશાળ.૨ ૨ ચંદ્રશેખર લોચન લાલ, વ્યાઘ્રચર્મ ને બ્રહ્મ કપાળ; ડાક.ડમરૂ ને પિનાક હસ્ત, પંચવકત્ર ત્રિનેત્ર સમસ્ત. ૨૩ દિવ્ય દશ ભુજ ને શિરગંગ, નંદી ભૃંગી બે ગણુ લીધા સંગ;ટેભા તનમાં વાગ્યા તે તડતડીયા, લોહી ચુતા ઘણા ઘા પડીયા. ૨૪ તેવો નંદી ને શબ્દ પ્રકાશ, આવ્યો ગુણુહિણુ ગિરિ કૈલાસ; કરી ગર્જના શંભુની પેર, ક્યાં ગઇ ઉમિયા નથી કયમ ઘેર? ૨૫ જયા વિજયા સખી હતાં પાસ, ત્રિપુરારીને જોઇ પડયો ત્રાસ; લાવ્ય શિઘ્ર ઉતાવળી નારી, વટી જાય છે વેળા અમારી. ૨૬ આવ્યા ખટ માસ થયે ફરી આજ, પડયું આક ધંતુરાનું કાજ; યુદ્ધે ઉર તપ્યું જેમ અંગીઠી, નથી ભામનિ ભાંગ મેં દીઠી. ૨૭અંગે રૂધીરના રેલા અતિશ, કરમાં જાળંધરનુંરે શિષ;

ગયા યુદ્ધ કરતાં ખટમાસ, ત્યારે દાનવ પામ્યો નાશ. ૨૮ ગવરી ક્યાં ગઇ કહે ધરગંગ, મુને કામે કર્યો ગતિ ભંગ; ન સેહેવાયો ત્યાં શંભુનો ત્રાસ, જયા વિજયા ગઇ પાર્વતિ પાસ. ૨૯ ગુપ્ત સ્થાનમાં નાખીને શિષ, કહ્યું ઉમા આવ્યા યુદ્ધથી ઇશ; શિષ જાળંધરનું છે હાથ. નંદી ભૃંગી બે ગણુ છે રે સાથ. ૩૦ અંગે ડાઘ રૂધીરના છે ભારી, તમને તેડે છે ત્યાં ત્રિપુરારી; આવ્યા અકળાઇને અવિનાશ, ટકે તમ વિના કોણુ ત્યાં પાસ. ૩૧ કરો શીઘ્ર આવ્યાની સજાઈ, નહિ તો ખાજશે તમનેરે બાઇ; બોલ્યાં ઉમિયા ત્યાં વિજયાની સંગ, ન હોય બેન એ ધારાગુગંગ. ૩૨ કેમ અસુર એ તરત હણાય, સતિ નાસતાં કેમ છળાય; કદી ન હોય ભવના એ ભૂપ, આવ્યો અસુરી ધરી શિવરૂપ. ૩૩ વળી કહે વપુ જોઉં વિચારી, વસ્તુ કપટી છે કે ત્રિપુરારી; જોયાં દ્વારના છિદ્રથી માતુ, કળ્યું રૂપ નથી કલ્પાતું. ૩૪ અરે દૈવ શું શંકર હોય, કેમ નીરખીને કેહેવાય ન હોય; મન માંસંકલ્પ વિકલ્પ થાય, રૂપ સાદશ ન કલપાય. ૩૫ છે તપાસી જોતાં ત્રિપુરારી, કેમ ભ્રમણુ થઇ મતિ મારી; હિમાચળ સુતા મનમાં વિચારી, કરી નિજ સાદશ એક નારી. ૩૬ તેને નખશીખ આભ્રણુ ધારી, સારાં વસ્ત્રવડે શણુગારી; શશિ પ્રગટ્યો મથે ખીર ખાડી, આતો કુમુદબંધવ મથી કાઢી. ૩૭ મળી ભુજ ભેટી યુવતિ ને અંબા, થઇ સાદશ જેમ જગદંબા; ન કળાય ઉમા

બીજી કાની,ભવ ભૂલે ભાળી એ ભવાની. ૩૮ ઉમા કહે તું કરજે હાવભાવ,લેજે મન્મથ માણીને લાવ; હશે શંભુ તો ઓળખે સરત,ખળે વિર્ય કો કપટીનું તરત. ૩૯ એમ કહી પ્રેરી શંકર પાસ, આવતી હંસની કરતી રે હાસ; આવી નમી તે નાથને નારી, લીધાંઓવારણાં ત્રિપુરારી. ૪૦ આવી શિઘ્ર ને ઉભી રે પાસ, થયો અધમને દરશી ઉલ્લાસ;સતિ કહે ધન્ય આ દિન મારા, આજ પ્રાણજીવન પધાર્યા. ૪૧ ટળ્યો આજ અંતરનો ઉચાટ,જોતી નિત્ય હું વાલાજી વાટ; કરો સ્નાન પડ્યો મટે શ્રમ, ઘણું હરખ્યો ન સમજ્યો મરમ. ૪૨ તાતુ તોય ને તેલ ફુલેલ, બેઠા નાહવાને ત્યાં અલબેલ;અડ્યો ઉમિયાનો કર તેને અંગ, થયો પ્રગટ વપુમાં અનંગ. ૪૩ સ્ત્રીએ બાણ કટાક્ષનાં મારી, કર્યો ઘાયલ ત્યાં વ્યભિચારી; મન માનુની ઉપર વળીયું, પટ સાહાતામાં વીર્ય તે ખળીયું. ૪૪ જોયો ઉમિયાયે ધરમનો ધારો, ન હોય પશુપતિ એ વર મારો; એ જાળંધર કપટી રે જાત, ન હોય ત્રિપુરારી જગ તાત. ૪૫ તુને ન ઘટે સિંધુના તન, કર્યું વિભળ તેં મા પર મન; ગુરૂપત્નિ વધુ લઘુ ભ્રાત, સાસુસુત વધુ ભગનિ ને માત. ૪૬ તે પર કામ વાસનારે થાય, કુંભીપાકમાં તે નર જાય; પાપી જા નહીં તો દેઉં છું શ્રાપ, નાઠો જાળંધર જોઇ તાપ. ૪૭ પછી પોત પોતાનું પ્રકાશી, આવ્યો નિરલજ થઇને રે નાસી;

મૂકી ટેક ત્રિપુરારીની ત્યાંય, આવ્યો અસુરની સેના માંય. ૪૮ વિશ્રામ—અસુર સેનામાં આવિયો, પણ પોતાનું ખોઇરે; ત્રિલોક જીતી વશ કર્યા, પણ નારી પર મતિ મોહીરે. ૪૯ સિંધુસુતનું રૂપ લેઇ, શંકર છળવા જાયરે; રેવા સતિ સદને જતાં, હરને હરખ ન માયરે. ૫૦ ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે સિંધુસુત શાંભવી છળ વર્ણો નામ પંચવિંશોધ્યાયઃ ૨૫

## અધ્યાય ૨૬ મો.

રાગ મારૂ—વદે વાલ્મિક રે, ભારદ્વાજ શ્રવણે ધરે; સિંધુસુત થઇરે, શંભુ સતિ પાસે સંચરે. ૧ પેહેરી કવચનેરે, ઘોર ગદા કરમાં ધરી; ભાથા ભીડિયા રે, કરમાં કમાન કનક ભરી. કંઠે કુસુમનો રે, હાર હઇયા ઉપર ધર્યો; શક્તિ સાંગનેરે, શણગાર શોભિતો કર્યો. ૩ સ્કંધ ગણપતિ રે, તે તણાં મુસ્તક કર ગ્રહ્યાં; વસ્ત્ર રકતમયરે, જાણે સંગ્રામ વિષે થયાં. ૪ લોચન લાલ છે રે, સ્વેદ શરીર વિષે વળ્યો; તેવી આકૃતિરે, કોઇએ ન જાય સમે કળ્યો. ૫ ગજ પર ચઢીરે, ગરજના કરતો આવિયો; નગ્ર જને નરખીનેરે, વિનય કરી વધાવિયો. ૬ ત્યાં ઉતાવળોરે, અધિપતિ આવ્યો બારણે; દોડી દાસીઓરે, વૃંદાને કેહેવા કારણે. ૭ આવી આંગણેરે, માવતે ગજ બેસાડિયો; ક્યાં ગઇ કામનીરે, ગરજીને ઘાંટો કાઢીયો. ૮ પાણી પાણી ત્યાંરે, પુરપતિ આવ્યો

પોકારતો; ધર્મ ભ્રષ્ટ ત્યાં રે, વૃંદાને કરવા ધારતો.૯ દોડી દાસીયોરે, આદરે આસન આપીયું; જાણે સુર તણું રે, કપટે સૈન્ય તે કાપીયું ૧૦ દાસી કહે સતિરે, રાજ્ય જીતી રણ આવીયા;શંભુસુત તણાં રે,મારી બે મુસ્તક લાવીયા. ૧૧ વસ્ત્ર અંગનાં રે,રક્તવિષે ભીંજી ગયાં;ઘાવ રૂદે ઘણારે, સંગ્રામે ગાત્ર શિથળ થયાં ૧૨ સરવે સુર તણી રે, સેના નિપાતન ત્યાં કરી; લાવ્યા ઇશનાં રે,આયુદ્ધ કુંડળ સહુ હરી.૧૩ તમને તેડે છેરે,ચાલો સતિ ઉતાવળાં; આણ્યાં તે જુઓ રે,ગિરિજાપુત્ર તણાં ગળાં.૧૪ એવું સાંભળી રે, વૃંદા વળતી વચન વદે; હરિહર જીતીયારે, વાત ન ઉતરે એ હૃદે. ૧૫ પીળું પિતળરે, ભાસે કનકના સારખું; કરે તેહનું રે,હેમ, હુતાશન પારખું.૧૬ તેમ તારૂણીરે, હરિહર વધ થાયે નહીં; કોઇ કપટનું રે, અંગધરી આવ્યો અહીં.૧૭ પતિનું પારખું રે, માનુની છે મુજને ઘણું; પ્રીછું પ્રાણનેરે, અંગ જોઉં જો એ તણું.૧૮ એમ કહી સતીરે, આવી ત્યાં અવિનાશી કને;સ્વામિ સાદશેરે, મહાદેવ તરત લહ્યા મને.૧૯ચકમાં રહીરે,ચપળા જોઇ ચેતી ગઇ; કહે છે કામનીરે,અચળ પુરૂષ આવ્યા અહીં.૨૦ હું સુતા સમીરે, કહે સુત સુંદરી ના મટે; આવ્યા છળવા તે રે, ગિરિજાપતી તમને ન ઘટે.૨૧ ભુંડી દ્દષ્ટિથીરે, બ્રહ્મ પુરૂષ જો ભાળશે; તેનાં વાક્યનેરે, કોણ પ્રજાજન પાળશે.૨૨ આવાં

કેટલાં રે, કરમ કર્યા કહો કૃપા કરી; સતિયો તણી રે, કેટ-લીઓની લજ્જા હરી. ૨૩ સસરો થઇ રે, સુતવધુને ઝાંખે કદા; કાળ સૂતમાં રે, તે જ પુરૂષ પડે સર્વદા. ૨૪ પ્રજાના પતિરે, તે અધર્મને આચરે; ત્યારે અન્યનેરે, સમર્થ શિક્ષા શું કરે. ૨૫ સતિને શિવ રે, પાડવા આવ્યા આ પળે; કરો કપટ કંઈ રે, અહીં તો તમારૂં નહિ વળે. ૨૬ દેઇ શાપનેરે, ભસ્મ કરૂં એમ ભાવિયું; પણ જાઓ જીવતા રે, ઉમિયાનું મુખ આવિયું. ૨૭ તોડી કેશને રે, તમ પર નાખું આ પળે; તો ત્રિદશ સહુ રે, વણ પાવક સઘળા બળે. ૨૮ સુણી શંભુ ત્યાં રે, શ્યામવદન કરી ઉઠીયા; માપ ખોયું મેં રે, શું નવ ગ્રહે મુને રૂઠીયા. ૨૯ રૂપ પોતાનું મલટી રે, શિવજી સેનામાં ગયા; અર્થ ના સર્યો રે, જગતપતિ ઝાંખા થયા. ૩૦ જાળંધર જોઇને રે, ધાયો ગિરીશને મારવા; હરિહર બેનેરે, સંગાથે રણમાં સંહારવા. ૩૧ જાણ્યું જળસુતેરે, કમળાને કપટે મોકલી; મારી માનુની રે, ભ્રષ્ટ ના થઇ માટે ભલી. ૩૨ એણે ધાનમાં રે, ધૂળ હાથે કરીને ધરી; આપું રત્નની રે, રિદ્ધ હરૂં રણમાં ફરી. ૩૩ છુટયા અસુર ત્યાંરે, અમરને ઓળખી મારતા; નાઠા મૂકી ટેકનેરે, ત્રિ-દશ ત્રાહે પોકારતા. ૩૪ શર સમસમે રે, જાણે અમર ઉડી જશે; પૂછે પશુપતિ રે, શ્રીહર હાવે શું થશે. ૩૫ વદે વિષ્ણુ ત્યાં રે, શંભુજી શું કરી આવિયા; સતિ કેમ છળી

રે, જે કહો વધામણી લાવિયા. ૩૬ ગળી વર્ણું થઇ રે, ગિરીજાપતિ બોલ્યા તહીં; રૂપ તેનું ધરીરે, જુવતિ પાસે ગયો જહીં. ૩૭ આવી અબળાએ રે, મુજને ઓળખીઓ સહી; મારી તે સમે રે, ગજ ભોમી નીચી ગઇ. ૩૮ મુજને શંભુજી રે, કહીને ઉભી તે કાળમાં; જાણે ઝેર ખાઉં રે. કે પેસી જાઉં પાતાળમાં. ૩૯ વેણુ વૃંદાનું રે, કાળજું કાપી ખાય છે; જ્યારેસાંભરેરે, સોમણુ લોહી સુકાય છે. હું તો હારિયોરે, યુદ્ધ એ સાથે નહિં કરૂં; કુટયા કપટથીરે, પણ કંઇ ના પડયું પાધરૂં. ૪૧ વાંકા ગઢ વિંધી રે, યુદ્ધ કરે તો કર ચઢે; પણ પાધરીરે, પ્રેમદા પાશમાં ના પડે. ૪૨ તરવો તોયધીરે, મારવું મરવું થાય તે; પણ પારકીરે, જુવતિ ના જીતાય તે. ૪૩ જાણી જોઇને રે, પ્રેમદા તે પળ-માં ડગે; નહિં તો નર થકીરે, ના ડગે કલ્પ કોટી લગે. ૪૪ વિશ્રામ—કલ્પ કોટી લગી ન ડગે, વાંકી વનિતા જેહરે; લાખ વિધે લેવાય નહીં, તરૂણીનો ગઢ તેહરે. ૪૫ રેવા ર-સિક કહે ચઢો, શંકર કરવા સંગ્રામરે; ઠાગો કરી કહો તો ઠગું, સકળ વિશ્વનીવામ રે. ૪૬ ઇતિશ્રી પદ્મપુરાણે જાળં-ધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે શંકર સિંધુસુત સ્વરૂપ ધારણો નામ ષડ્વિંશોધ્યાયઃ ૨૬

## અધ્યાય ૨૭ મો.

રાગ મેવાડો—ત્રિકમ કહે ત્રિપુરારીને, શિવ સાંભળો રે;

તમો સાચવજો સંગ્રામ, પિનાક લેઇ પળો રે.૧ સહસ્ર કલ્પની સાધવી, મનમાં ધરૂં કે નાખી મન્મથ મોહને પાશ,તે પળમાં વરૂં રે.૨ અબળા તણો શો આશરો, કયમ ના મળે રે; માનુનીનું મન ન મોહાય. તો જીવ્યું બળે રે.૩ આજ્ઞા આપો ઈશ તો, આદર ધરૂં રે; કહો તો સ્થાવર જંગમ નાર, સહુ સ્વાધીન કરૂં રે. ૪ સ્વર્ગ મૃત્યુ પાતાળની, સતિઓ સહુ રે; મારી વાત સુણી વશ થાય, ભામની ભોળવું રે. ૫ વિનતા વશ કરવા તણી, વિધી આવડેરે; આવે આણુ બોલાવી પાસ, ભાણી ભૂલી પડે રે. ૬ શિવરાજ રજા આપો મુને,કયમ થાય છે રે;જાણે શંભુ જે નાસી જાય, વિષ્ણુ તો વહાય છે રે. ૭ હરિને હર કહે સાંભળો, મારી વિનતી રે; ફરી ના આવો રણમાંય, તો મારી શી ગતિ રે.૮ જાણું જે જાળંધર થકી, તમે ત્રાસવા રે; માટે માનુનીનું કરી મીશ, તાકો છો નાસવારે.૯ વિષ્ણુ જો વહેલા નહિ વળો, કહે શિવ તો રે; મુને જાણશો નહીં જગદીશ, જગતમાં જીવતો રે.૧૦ અસુરની સાથે યુદ્ધમાં. કોણ આથડે રે; હા કહેતાં કહીશું તોય, પગ પાછા પડે રે. ૧૧ ધાકેથી નાસવું ધારીયું, તોય નહિ મણા રે; કહે તો સટકીયે આપણ સાથ. સંપીને બે જણા રે. ૧૨ વૃંદા વિભળ થાશે નહીં, મેં પ્રમાણિયું રે; તમે જાવાના નાસી જરૂર, ધાર્યું તે જાણીયું રે. ૧૩ શ્રીપતિ કહે

સમ ખાઇને, અમે આવીશું રે; મૂકયો ગોવિંદ ગળે હાથ, શોક સમાવીશું રે. ૧૪ અવિનાશી યુદ્ધે પળો, કહી ચાલીયારે; લીધો શ્યામે સુપર્ણને સાથ, મારગ ઝાલીયારે. ૧૫ મથુરાંપુરીથી ઉત્તર દિશા, વિષ્ણુ વહ્યા રે;.સાત જોજન નગ્રથી નાથ, જઈ ઉભા રહ્યા રે. ૧૬ વિષ્ણુએ મન વિચારીયું.શિવે જે કર્યું રે; ભવે જે રૂપે ખોયો ભાર.તે મેં પરહર્યુ રે.૧૭ કાંઇક કપટ કરવું ખરૂં, ઘેર ના જવું રે; કરૂં કારમો બાગ આ સ્થાન, તપસી હું થઉં રે.૧૮ સંકલ્પ શ્રીહરિયે કર્યો, મનમાં જરી રે; થયો ફરતો ત્યાં ફુલનો બાગ, સાધુ ત્યાં શ્રીહરિરે. ૧૯ સરસ સરોવર ત્યાં રચ્યું, કમળે ભર્યું રે; ફળી ઔષધી ભાર અઢાર, કલ્પતરૂ કર્યું રે. ૨૦ અંબ કદંબ ને અરગજા, આપે અનુસર્યો રે; પારિજાત ને પાટલ ત્યાંય, ફળ ફુલે ભર્યો રે.૨૧ શ્રીફળ કોફળ દાડમી,લળા ત્યાં રહ્યાં રે;બોર બિજોરી દ્રાક્ષ બદામ, જામ ઝુમી રહ્યાં રે. ૨૨ પિસ્તાં અખોડ ને એલચી, ત્યાં લીંબુ લળ્યાં રે;જાંબુ જાયફળ ને અંજીર,ફનસ ઘણાં ફળ્યાં રે.૨૩ કદળી રાયણ ખજુર ત્યાં, તજ તમતમી રે;ચારોળી ચારૂ અનુશ ને રામ,પુષ્પલતા નમીરે.૨૪લવિંગ જાવંત્રી તમાલ ને, મલિયાગરી રે; સુખડ સેવંત્રાના છોડ, જાઈ ઝુકી રહી રે. ૨૫ મોગરો માલતી કેતકી, ગુલબાસ છે રે; બોરસલી કરણ કનેર, તે ચોપાસ છે રે.૨૬ ચંપો ચંબેલી

ચોફળા,લટે સો લળી રે;હજારી ને હરી ગુલખેર, ગુલાબ ખીલી કળી રે.૨૭ લાલ પીળાં પચરંગનાં, પુલ બેહેક્તાં રે;ખીલ્યાં અરવિંદ અંબુની માંય, વાયરે લેહેકતાંરે.૨૮ કોકીલા કારંડ કારમા,મેંના મોર છે રે;શૂક સારસ ચાત્રુક સાર,હંસ ચકોર છે રે.૨૯ષટ્પદ શબ્દ સોહામણા.કુસુમે લહ્યા રે;થયા ત્રિકમ તપસી ત્યાંય,ગુણ શોભી રહ્યા રે.૩૦ શિષ જટાનો જુટ તે, મરડી બાંધીયો રે; વાળ્યું પદ્માસન પરિબ્રહ્મ, ને શ્વાસ રૂંધીયો રે.૩૧ ભસ્મ સર્વાંગે શોભતી, કટી ત્યાં વળી રે;પડી પાંપણો પાની સમાન, પૂર્ણ જટા પળી રે.૩૨ હાડબંધ હરિયે ધર્યો, પાસે પાવડી રે;શિઘ્ર કંકાવટી પડી પાસ, લીંબ તણી છડી રે.૩૩ શિષ્ય કર્યો સુપર્ણને,સહુ શિખવીરે; હરિ પાસે રહે જોડી હાથ, નીતિ જો નવી રે. ૩૪ દિવ્ય દિગાંબર દેહ ધરી. બેઠા હરિ રે; વિધીયે વય ના કલ્પાય, તેવી તનુ ધરી રે. ૩૫ ઉપદેશ સઘળો શિખવ્યો,ત્યાં ખગેશને રે;વાત વરણતાં નવ થાય, શંભુ શેષને રે.૩૬ અષ્ટાંગ યોગ ઉપાસિયો,જગે જાણિયું રે;થઇ શૂન્ય સમાધીમાં શ્યામ, ત્યાં મન તાણિયું રે.૩૭ વૃંદાનું મન વ્યાકુળ કર્યું, ભકિત ભલી રે; કર્યો તારૂણીને ઉરતાપ, મનમથ મોકલી રે.૩૮ વિશ્રામ—મોકલી મનમથ માધવે, ચતુરાનું ચોર્યું ચિત્ત રે; સેજે સુતી સુંદરી, વેળા વહી વિપરીત રે.૩૯સ્વપ્ન થયું સ્વામિ તણું,અ-

ડધું દીઠું અંગ રે; રેવા રસિકે મધરાતની, મહિલા કરી મન ભંગ રે.૪૦ ઉઠી અબળા આકુળી,ગઇ માતાની પાસ રે;રામા કરતી રૂદન ત્યાં, કહે આરત ઇતિહાસ રે.૪૧ ઇતિ શ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે વિષ્ણુ વિરકતરૂપધારણો નામ સપ્તવિંશોધ્યાય:૨૭

## અધ્યાય ૨૮ મો.

રાગ પરજીયો—મુને સ્વપનું તે આવ્યું માત રે, કાઢી કલ્પીને સઘળી મેં રાત; જાણ્યું થઇ ગુણવંતાની ઘાત, હો મધ્ય રાત્રીની માડી.૧ કહ્યું કારણ મેં નવ જાય રે, મારી થરથર કંપે કાય રે;સુની સેજડી ખાવા ધાય, હો મધ્ય૦ ૨ કરે શ્વાન સદનમાં રાગ રે,જાણે મેં લીધો માતા ત્યાગ રે; બેઠો ચોટલે કળકળી કાગ, હો મ૦ ૩ જાણે વાણસી તે તે મારી વ્હાર રે, મૂકી નાઠા મુને ભરથાર રે; દીઠા અંગવોણા શણગાર, હો મ૦. ૪ કાળું પટકુળ કરમાંની ચુડી રે, જાણે અંગમાં અગ્નિ ઉડી રે; ગળાગળ ગળી કુંડમાં બુડી, હો મ૦.૫ લાગે વરવો મારો વેશ રે,જાણ્યું મુસ્તકે ના મળે કેશ રે; લાગે ઉજડ આખો દેશ, હો મ૦.૬ બોલે ઉલુક તે બેસી સદન રે,માઠા થાય છે માન શુકન રે; પડે રકત તણો પરજન્ય, હો મ૦.૭ જાણે હઇયાનો ટૂટયો હારરે, આંખે આંસુ પડે ચોધાર રે;થાય મંદીરમાં પોકાર,હો મ૦. ૮ ભાસે ભાનુ મુને લોહી વર્ણ રે, શેષ સળકયો ને ધ્રુજી

ધાર્યું રે; થયું માણીગરનું રે માર્યું, હો મ૦. ૯ મુને એ જુવતીઓએ ઝાલી રે, મટી માત પિતાની હું વહાલી રે; મુને ખોળીને ખુણામાં ઘાલી, હો મ૦.૧૦ મટી સાસરાની હું સમોતી રે, થઇ લોક વિષે લજવાતી રે; તેથી કુટીને ભાગી છાતી. હો મ૦૧૧ આવ્યું એમનું તેડવા આણું રે, હું તો તાકતી તેવું ટાણું રે; મારૂં તાણી લીધું તમે ભાણું, હો મ૦.૧૨ મારે શિષ ભરી ફુલવાડી રે, ગાય ગોરીયો રાગ વેરાડી રે; મુને લોકમાં લુંટવા કાઢી, હો મ૦. ૧૩ જાણે હું સત્ય ચાલતી ચૂકી રે, ગઇ ના હું ધણીના ઢૂકી રે; નાઠા નાથ મહા વન મૂકી, હો મ૦.૧૪ મુને માયા તે મોટી લગાડી રે, કળા કારમી કંઇક દેખાડી રે; પછી તાડની ટોકેથી પાડી, હો મ૦.૧૫ જાણે રાજવી રણમાં લુંટાયા રે; કરી ગરધલે કષ્ટ મેં છાયા રે; કાગારોળના કાસદ આવ્યા, હો મ૦.૧૬ ચાલ્યા દૂર દેશે ભરથાર રે, ધરી કંઠે કરણનો હાર રે; થયા ઊંટ ઉપર અસવાર, હો મ૦. ૧૭ કાળાં પટકુળ પહેર્યાં અંગ રે, મુખે મેંશનો કાળો રંગ રે; સાહ્યો યમ કિંકરનો સંગ રે, હો મ૦.૧૮ દીઠું ન્યારૂં મેં સ્વામિનું શિષ રે, કાઢે દંત ને કરડે કિશ રે; જાણે આજ રૂઠયા જગદીશ, હો મ૦.૧૯ શેહેર સામટું જાણે લાગ્યું રે, મારૂં સુતેલું સંકટ જાગ્યું રે; ભર દરીયે નાવડું ભાગ્યું, હો મ૦.૨૦ દાસી થઇ દુઃખ દરિયે બુડી રે, મતિ કરચે

ફરી મારી કુડી રે, જાણે ઉતરી કાંકણુ ચુડી, હો મ૦.૨૧ જાણે કાળજે કાતર દીધી રે,મળી વહાલાંએ વેરાગણ કીધી રે; તેથી સ્વામિયે શોધ ના લીધી, હો મ૦.૨૨ જાણે નાગણી નાથવા ઝાલી રે,ઠરી લોકમાં ઠકરાઇ ઠાલી રે; જાણે હાથણી હેડમાં ઘાલી, હો મ૦. ૨૩ કાઢી કમખો ને પેહેરી ચોળી રે,કાળા રંગમાં ચુંદડી બોળી રે;દીઠી હઇયામાં લાગતી હોળી, હો મ૦.૨૪ જમું અન્ન તે જાણે વેણુ રે,મળ્યું કાજળ કંકુના ભેળું રે; થયું કરમે આ કઉચ જે કેળું, હો મ૦.૨૫ મારી કાળજાં કુંપળ મોડી રે,મુને તરૂણ વયે તરછોડી રે; વરણાગીયે જાણે વખોડી, હો મ૦૨૬ તજી મુજને થયા તે ત્યાગી રે. મારી ઉગતી આશા ભાગી રે; એટલે હું તો ઝબકીને જાગી, હો મ૦.૨૭ વિશ્રામ—જાગી ઝબકી તે સમે, લાગી રોવા કાજ રે; ભાગી ભ્રાંતિ નહીં મુને, ત્યાગી રિદ્ધિ રાજરે.૨૮ મરજાદા મૂકી કહ્યું, કરવા કંથ તપાસ રે; રેવા રથને જોતરી, પળતી પિયુની પાસ રે. ૨૯ ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિરેવાશંકર વિરચિતે વૃંદામાતપ્રતિસ્વપ્ન વૃત્તાંત વર્ણો નામ અષ્ટવિંશોઽધ્યાયઃ ૨૮

## અધ્યાય ૨૯ મો.

રાગ ધનાશ્રી—શુક કહે સાંભળો પરિક્ષત રાય, સુત શૌનકને કહે કથાય; સુણી વૃંદાની માતાયે વાત, કર્યો

આંખથી અશ્રુપાત. ૧ દેવા ધીરજ તનયાને ત્યાંય, બોલી મેધાવતી ઘર માંય; નવ શોચશો મ્હારી બાળ, આવે સ્વપ્નું તે આળપંપાળ. ૨ દિસે કાળજું તારૂં રે કાચું, કદિ સ્વપ્નું પડે નહિં સાચું; આવ આભ્રાણુ તુજને હું આપું, તુંને રામનું બેની રખોપું. ૩ પ્રભુ પુત્રીની વાહરે રે ચડજો, સુકે લાકડે સમાણું એ પડજો; ન દેખાડશો દુઃખનો એ દહાડો, નહિ તો પ્રાણુ પ્રભુ મારા કાઢો. ૪ જો જમાત્રને કંઈ દુઃખ થાય, મેં લાડકડીનું મુખ ન જોવાય. જો આ રાંકડી રાને રખડશે, મારો મનખો છુટીરે પડશે. ૫ મેં તો પારકો પોતાનો કીધો, હીરો પણુ નથી હાથમાં લીધો; નવ તોડશો પ્રેમની પ્રીતો. નથી પુત્રીને ઓશીઓ વીત્યો. ૬ પેહેલી મુજને જીવાડો કે મારો, પછી નથી ઉગરવાનો આરો; એમ પ્રભુને પ્રણામીને ત્યાંય, રૂવે મેધાવતી મન માંય. ૭ બોલી વળતી ત્યાં વૃંદા વચન, થઇ વ્યાકુળ ને તપે તન; માડી કંપે છે મારી રે કાય; મુને મંદિર ખાવાને ધાય. ૮ મૂકી મન મુને માતા દે રોવા, નહિ તો જાવા દે રાજને જોવા; રોઇ આંખડી થઇ રંગે રાતી. નથી ધીરજ હાવે ધરાતી. ૯ જ્યારે ભરથારની ભાળ મળશે, ત્યારે શાન્તિ શરીરમાં વળશે; માતા કહે હું તો મરૂં ઉચાટે, કેમ મોકલું વનની રે વાટે. ૧૦ પ્રેરૂં ચોગમ હું રખવાળ, લાવે સિંધુના સુતની ભાળ; વૃંદા કહે મેં ધીરજ ન ધરાય, ધાર્યું

કામ કાસદે ન થાય.૧૧ મા વિચારે સુણી મન સાથ, ના રહે હાથી હરાડા કો હાથ; ધણી વિના સ્ત્રી ના રહે ધારો, કેમ સચવાય સાપનો ભારો.૧૨ કહ્યું જા બેન મોટમ છોડી, વિજેનંદા લાવી રથ જોડી; થઇ વૃંદા ઉપર અસવાર.જોડયા મનવેગી હય ચાર.૧૩ હાકય દાસી સમો છે રે ઠીક,થઈ સનમુખ ચાલતાં છીંક; થયા માન શુકન સખી ભાળ,માટે પાધરો રથ પાછો વાળ.૧૪વાળ્યો રથ જે બોલી નૃપબાળ, પડયો ત્યાં પછે સંધ્યાકાળ;સેજે સુતી સખીયો બે સાથ, કાઢી રૂદન કરીને રે રાત.૧૫ વૃંદા નંદાને કહે જો તપાસ, સ્વામિ વણુ હું સુની ખટ માસ;તોય સંગ્રામનો નાવ્યો પાર, નાવી શોધ્ય ખરો સમાચાર.૧૬ રહી રજની ઘટિકા રે ચાર, કર્યો દાસીએ રથ તૈયાર; બેઠી રથમાં બે બાળા સંગાથે, હાંકયા હયરથ માઝમ રાતે. ૧૭ નથી સુઝતી પંથની દિશ, આવી ભૈરવી કળકળી શિષ; ફાળ પડે છે પેટમાં પેસી, બોલે ઉલુક તે રથપર બેસી.૧૮ રૂવે શ્વાન તે સનમુખ આવી, નાંખે ગોરીનું મન ગભરાવી; ગાઢું તિમિર ને કોઈ ન સંગી, દિશા દશ જાણે કાજળે રંગી. ૧૯હય સારથી પંથ ન જાણે, પોતા મગ ત્યાં ત્રિકમ રથ તાણે; જ્યાં ભમાવે છે જુગલકીશોર, ત્યાં જીવનું કેટલું જોર.૨૦વાઘ સિંહ તે વન મોઝાર,બોલે જંબુક ફાલુ અપાર;રોઝ સાબર સસલાં શિયાળ, રીંછ વાંદર પુંઠે દે ફાળ.

૨૧પાડે મહિષ ને ચિતરા ચીસ,ન ચાલે અશ્વ મારે કરી રીસ; કરે ખગમૃગ ત્યાં ભુમરાણુ,કંપે પ્રેમદા કેરા રે પ્રાણુ.૨૨ હાંકે રથ તારૂણી તે ત્રાસે, જાણે આમથી આવીને ખાશે; હય વૃક્ષ થડે અથડાય,રથ ઓચિંતો અટકી રે જાય. ૨૩ લાગે ભામનીને મન ભીતિ, ઉગ્યો અરૂણુ ને રજની રે વીતી;ચઢયો દિવસ ને તાપ અપાર,વરસે આભથી જેમ અંગાર. ૨૪ થાય ઘામ ને ગરમી ઘણેરી, ત્યાં તૃષાને પ્રભુએ પ્રેરી;તાપ તરશે ત્યાં હય ખડિયા,કાંટા કામની કંઠમાં પડિયા.૨૫ જેમ જળ વિના તલપેરે મચ્છ, જેવું સુરભી વિનાનું રે વચ્છ;સુકી સલિલ વિનાની રે કાય, જીવ આકુળ વ્યાકુળ થાય. ૨૬ ધર્યો ત્રિકમ ઉપર ટેક, દીઠો આશ્રમ તપસીનો એક; સાધ્યો લક્ષ્મિપતિએ રે લાગ, કર્યો કારમો કેશવે બાગ. ૨૭ ખીલ્યાં તરૂવર ભાર અઢાર, જોવા સરખાં છે ફળ પુલ ઝાડ; ભર્યો માનસરોવર નીર, વાય શિતળ મંદ સમીર.૨૮ કોટી ખીલ્યાં કમળનાં રે વૃંદ, લે છે મધુકર ત્યાં મકરંદ; વેલો વૃક્ષની ઉપર વળિયો, સામાસામી લતાઓરે લળીયો. ૨૯ ઝુમે મંદ સમીરથી મેવા, જાણે તેડે તરૂ ફળ દેવા; ટહુકે કોકીલા હંસ ચકોર, શુક સારસ મેંના ને મોર. ૩૦ ડોલે પક્ષી ત્યાં ચક્ષુને મીંચી, રહ્યા પાંખડે પોપટ હીંચી; બહેકે પુષ્પલતાઓરે નીચી,જાણે અત્તરથી અવનિને સીંચી.૩૧

આસાં સિંહ રમે એક ઢોર, શ્વાન મંઝાર વણિયર મોર; ઘેનુ વાઘ ચિત્તાને હરણુ,નોળ નાગ રમે ભીડી ચરણુ. ૩૨ બાજ પક્ષીની ભેળા ભમે છે, નથી શત્રુતા સ્નેહમાં રહે છે; નથી કપટી કુટીલ ત્યાં કોઇ, થયાં વૃંદા વિસ્મય ત્યાં જોઇ. ૩૩ રાખ રથ અલી આ સ્થળ આગે, મુને પૃથ્વી આ પાવન લાગે,જોઇ તારૂણી ઉચરી ત્યાંય,હશે મહાત્માનું સ્થાનક આંહ્ય. ૩૪ શુભ ક્ષેત્ર ત્યાં તાદૃશી અંશ,હોય માનસરોવરે હંસ;વિજેનંદા ત્યાં જોવાને કાજ,વન વિચરી જહાં વૃજ-રાજ. ૩૫ જુવે વનિતા ત્યાં વરતી બિવેક, દીઠો તાદ્રશ તપસીરે એક;વૃક્ષના ઘોઘની તળે ત્યાંહે,ગુરૂ શિષ્ય લહ્યા વન માંહે.. ૩૬ તેજ પુંજ ને ત્રિકાળી તેહ, ભવ્ય ભાસ્કર સરખી રે દેહ;જોઇ દાસી દોડી ભરી શ્વાસ,આવી વેગશી વૃંદાની પાસ. ૩૭ બાઇ કો તપસ્વી જન એક,તેના ત્યાગથી વળીયો રે છેક; એક શિષ્ય બેઠો તેની પાસ, છે અનાદિનો યોગ અભ્યાસ. ૩૮ જેના આધારે જીવે આ જગત, નથી વિશ્વમાં એવો વિરક્ત; નથી સાંભળ્યો દીઠો કો તેવો, છે ત્રિલોક પ્રગટ કરે એવો. ૩૯ વૃંદા સાંભળી વારતા મન, કરણુ તૃપ્તિ ન માને લોચન; હાંક રથ તેની પાસ તું બેની, જોઉં દૃષ્ટે દીગાંબરી તેની. ૪૦ ખેડયા લાલીને લીખા તોખાર, આવ્યાં યોગિની પાસેરે નાર. વિશ્રામ—નાર આવી નાથ પાસે, નમીને લાગી પાયરે; યો-

ગી ઉરમાં ઉતર્યાં, તનમાં તૃપ્તિ થાય રે.૪૧ ધ્યાન ધર્યું ધરણીધરે, રસિક રૂપ મહારાજ રે;રેવા કળા કેશવ તણી, કરી સતિને કાજ રે. ૪૨ ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકરવિરચિતે વૃંદાકપટવનપ્રવેશોનામએકોનત્રિંશોધ્યાયઃ ૨૯

# અધ્યાય ૩૦ મો.

રાગ મલાર—અલખનિરંજન જોગી, ભામનીયે જોયા ભાળી; ચકોર ચક્ષુ મીંચી,બેઠા વજ્રાસન વાળી;તંત તાર ત્યાં જોડી, ત્રિવિક્રમ સાથે તાળી; દિગાંબરને દેખી રે રે રે હો, મોહ પામી માનુની રે. ૧ ટેક. ભભુત અંગે ચોળી, દેહ દાર સરિખો કરિયો; કરણે મુદ્રા ઘાલી, એકરમાં માળા ધરિયો; અકળ કળ્યો નવ જાયે, જેમ આભ થકી ઉતરિયો; દિગાંબરને૦ ૨ પુરણાનંદજ પોતે, ઉપરથી છે ઉદાસી; શ્વાસ આકર્ષણ કીધો, જેમ અલખ તણા ઉપાસી; સુરતા શું નેહ લાગી, ઉનમુની અક્ષરના વાસી; દિગાંબરને૦ ૩ ધર્મ ધુરંધરે દૃષ્ટિ, નાસાગ્રની ઉપર ધારી; બહારથી તો બતાવે,ભારી બ્રહ્મ ખુમારી;ત્રિગુણ તૃષ્ણા ત્યાગી, નિરમાની નિર્વિકારી; દિગાંબરને૦ ૪ વિરકત વૃંદા દરશી, પાસે ગઇ પાયે પડવા; ચેલે ચપટી ઠોકી, અબળા નવ દીધી અડવા; દૂર જા કહીને લાગ્યો, બળવંતો ત્યાં બડબડવા; દિગાંબરને૦ ૫ ચેલાને ચરણે નામી, વિનતા ત્યાં

બોલી વાણી; મહાપુરૂષનો મારગ, સહુ જગથી ન્યારો જાણી; કહો તપસ્વીની રીતી, તો સમજે પામર પ્રાણી; દિગાંબરને૦ ૬ છે ભકિતના ભોગી, કે ભોજન કાંઇ કરે છે; આ સ્થાનકને મૂકી, કંઇ વસ્તીવન વિચરે છે; બોધ બતાવે કોને, કે મનમાં ધ્યાન ધરે છે; દિગાંબરને૦ ૭ સદા સમાધી રાખે, કે કોઇ દિન જોગી જાગે; આત્મા ઉપાસી એ છે, કે ઇશ્વરને અનુરાગે; સંસારી સુખ આપે, કે ભવનાં બંધન કાપે; દિગાંબરને૦ ૮ ચેલો કહે સુણ ચપળા, એ આત્મવેત્તા યોગી; પત્નિનો પડછાંયો, પડવા ના દે પરભોગી; આભ થકી ઉતરીયા, એ જન્મારાના જોગી; દિગાંબરને૦ ૯ દાતણની દાબી ચીરી, તે થઇ આ વડની છાંયા; કળિ ના જાયે કોઈથી, છે ક્રોડ કલપની કાયા; જેની ધાકે ધ્રુજે, આ કાળ કરમ ને માયા; દિગાંબરને૦ ૧૦ નિત્ય નાહાવાને જાયે, ઉતરે સિંધુને આરે; ઇન્દ્ર કદા ઉપાસે, તો સ્વર્ગ પધારે ત્યારે; ભુધર ભાર ઉપાડે, તે આ તપને આધારે; દિગાંબરને૦ ૧૧ જો અબળા કોઇ અડકે, તો પૃથ્વી પ્રજળે પાપે; તન ધન તરૂણી મુકિત, એ આપ રીઝે તો આપે; જરા કૃપા કરી ઝાંખે, તો માયા બંધન કાપે; દિગાંબરને૦ ૧૨ ખરા બપોરે તારા, દેખાડે ધોળે દહાડે; આંખ આપ ઉઘાડે, તો ઉડતાં સાવજ પાડે; અધોળ અન્ન રાંધીને, આખું જગત જમાડે; દિગાંબરને૦ ૧૩ પ્રાતઃસંધ્યા વંદે,

પોતે પાતાળે પેસી;ને આકાશે ઉડે, ઔઢા પરવત પર બે-
સી;તત્વવેત્તા ને ત્રિકાળી,અબધુત દશા હે એસી;દિગાંબ-
રને૦૧૪ ના પાવકથી દાઝે, ને કાળ સરપ ના કરડે;નાગ
સિંહને નાથી,બળિયા પર બેસે બરડે;ઝાઝા જળ પર ચા-
લે, મેરૂનું મસ્તક મરડે; દિગાંબરને૦૧૫ એક પલકમાં
ઉડીને, અનંત યોજન જાયે; પર કાયા પરવેશે, ને અ-
લોપ પળમાં થાયે;પ્રાણ પોષણ કાજે,એ સમીર ખાખી
ખાયે;દિગાંબરને૦૧૬કરે કિમીઓ પોતે,એ ધાતુ સઘળી
ઢાળે; મરત સજીવન વિદ્યા, પાણીનો દીપક બાળે; મુઠ
ચોટને મારે, વજ્રૂદિક પાછું વાળે;દિગાંબરને૦૧૭લાખ
વરસ અબધુતે,ઉંધે મસ્તક તપકીધું;પાંચ ક્રોડ પાવકમાં,
પાણી સરખું ના પીધું;પ્રયુત વર્ષજ પોતે, મહારાજે મુ-
ન્ય લીધું;દિગાંબરને૦૧૮ આઠ અયુત એ આપે,આબુના
ગઢમાં બેઠા;વરસ પાંચ પ્રયુત,ગિરનાર ગુફામાં પેઠા;તેર
ક્રોઠ તપ તિર્થ, પણ મુખે ના થયા એઠા; દિગાંરને૦૧૯
સમાન કંચન કચરો,પાવકને પત્નિ સરખી;પંચ વિષ-
યના ત્યાગી, નારી નજરે ના નરખી; સુખ દુઃખ હાનિ
વૃદ્ધિ, પીડા ને પુણ્ય ક્ષ પરખી;દિગાંબરને૦૨૦નોળી ક-
રમ કરીને, આંતરડાં બાહેર આણે;ભમર ગુફાના ભોગી,
એ પ્રાણ સરવના તાણે; એ આત્માને પિછે, પણ એમને
કોઇ ના જાણે;દિગાંબરને૦૨૧ પંચ તત્વને કોપ,એ પ્રાણ

નાડીથી ન્યારા; ઇંદ્રી અંતઃકરણુ, શબ્દાદિક પંચ વિકારા; ગુણાતિત સૃષ્ટિના કરતા, એ છે સ્વામિ મારા; દિગાંબરને૦ ૨૨ ચેલા કરવા ચાહે, તો ઝાઝા પ્રગટાવે ઝાડે; અભ્યાગત કોઇ આવે, તો પય વરસાવે પહાડે; સેવા શાલિગ્રામ કોટા, એ મુખમાંથી કાઢે; દિગાંબરને૦ ૨૩ કારણુ મૂર્તિ જાગી, ભામનિની ભ્રાંતિ ભાગી; લક્ષ્મિવરને જોઈ, લોભાણી લાલચ લાગી; સ્વભાવ લહી સ્વામિનો, યુવતિ રહી ઉભી આઘી; દિગાંબરને૦ ૨૪ વિશ્રામ—આઘી ઉભી રહી પછી, ઇચ્છે ભરથારની ભાળ રે; કારણુ એક થયું નવું, વિપરીત વિઘ્ર વિશાળ રે. ૨૫ જે જોતામાં માનુનિ, મોહ પામી ગઈ મન રે; રેવા રસિકે ત્યાં રચ્યું વિનતા કાજ વિઘન રે. ૨૬ ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવશંકર વિરચિતે વૃંદાવિનતા સુત સંવાદેશ્વર યોગિસ્વરૂપ વરણો નામ ત્રિદશોઽધ્યાયઃ ૩૦

## અધ્યાય ૩૧ મો.

રાગ મારૂ—શુકજી કહે સુણો રે, પરિક્ષત પુન્ય પવિત્રજી; કર્યું કેશવે રે, ચપળા કાજે જે ચરિત્રજી. ૧ મહિલાના મનમાં રે, પતીજ પુરાણુ પાડવા; લાગ્યા સિદ્ધ ત્યાં રે, પરચો પ્રગટ દેખાડવા. ૨ આવી તે સમેરે, મૃગલી સગર્ભા તે સ્થળે; ધ્રુજે થરથરરે, શ્વાસ ન માય તરૂ તળે. ૩ ચિત્ત ચોદશ રે, રૂદન કરે રોષે ભરી; પડ્યો પુંઠળરે, કાળ સ-

શીખો કેશરી. ૪ પગમા દાબતો રે, મૃગલીને પગલે ચા-
લીયો ત્યાગી પાસે ત્યાં રે,કંઠ કુરંગીનો ઝાલીયો.૫ પાડી
ભુમ ત્યાં રે, ગરભ ગાળ્યો તેનો ત્યાંહાં;ગયો પ્રાણ ને રે,
શોચે સતિ ઉભી જહાં ૬ અરે આ સ્થળેરે, કેશરીએ કુ-
રંગ હિંસા કરી;કર કામનીરે, ઘસવા લાગી આંસુ ભરી.૭
સુણી શબ્દનેરે,જોગી જનમના જાગીયા;ઉંચી પાંપણોરે,
નાખીને જોવા લાગીયા.૮ પૂછ્યું શિષ્યને રે, કયા બકવા
હોતા યહાં; કર જોડીનેરે, ચેલો ચતુર બોલ્યો તહાં.૯કહું
કૃપાનિધી રે. હરણ અરીએ મારીયું; આવ્યું આપની રે,
આશ્રમાં તોયે વિદ્દારિયું ૧૦સુણી સિદ્ધને રે,કોપ ચઢયો
તે કાળમાં, જોઇ ભામનિરે, ફટકી હરણની ફાળમાં.૧૧
મરજાદા મારીરે,તોડી અધર્મ ને આચર્યું;માટે ભસ્મ થા
રે, પાપ કુરંગનું જે કર્યું.૧૨ સુણી શબ્દનેરે. સિંહ શરીર
ગયું બળી; ફરી પાપને રે, કામની જોતાં કળકળી. ૧૩
ત્યારે તે સમેરે. શિર નામી શિષ્ય બોલીયો;જોવા જુવં-
તીનેરે, પાપનો પડદો ખોલીયો.૧૪આપ આશ્રમેરે ત્રણ
હરિહિંસા થઇ;શુચીસ્થાનમાં રે,પાપ પ્રગટીયુંઆકંઇ.૧૫
પીડા પામવારે,કોણ સબળ શરણે થશે;માપ આપનું રે,
સહન કરે સરવે જશે. ૧૬ છે પ્રતાપ તે રે, બળનીધી
કાઢો બારણે; ને કૃપા કરો રે, બળ કુરંગને કારણે. ૧૭
સેજ આપને રે, જોર નથી એમાં કશું; જશ વાધશે રે,

પ્રાણુ મળે પામર પશુ.૧૮ ઘણીવારનારે, આપે તો પ્રાણુ ઉગારિયા; ધર્મ ધારવા રે, પાવને પરમ પ્રધારિયા. ૧૯ પાછો પિંડમાં રે, પ્રાણુ લાવી પોતે ધરો; નથી અન્યનોરે, અંત અડે ત્યાં આશરો. ૨૦ સ્તુતિ સાંભળી રે, તપસ્વિને પ્રિય લાગીયું; ચેલા પાસે ત્યાં રે, કપટે કમંડળ માગીયું. ૨૧ લેઇ અંજળી રે, છાંટી વિહંગ વચન લહ્યાં: ઉઠી તે સમે રે, આળસ મરડી ઉભાં થયાં. ૨૨ જોઈ ચરિત્રને રે, વૃંદા મન વિસ્મે થઈ; આવો યોગી કો રે, અવનિપર બીજો નહીં. ૨૩ એ કૃપા કરે રે, તો મારૂં સંકટ હરે; મળે મહિપતી રે, વેદના સઘળી વિસરે. ૨૪ વિશ્રામ—વિસરે સઘળી વેદના, વૃંદા ધારી મન રે; પરમહંસ પુંઠે જઇ. ઉભી જુવંતિ જન રે. ૨૫ સ્ત્રીનો પડછાંયો લહી, તપસી બોલ્યા ત્યાંય રે; રેવા રસિક ત્યાં સિદ્ધ પણ, મન મહિલાની માંયરે. ૨૬ ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે મૃગસિંહમૃત્યુસંજીવનનામએકત્રિંશોધ્યાયઃ ૩૧

## અધ્યાય ૩૨ મો.

રાગ કલ્યાણ—સનમુખ આવી સુંદરી, સોહાગણી રે; ઉર માંહે આતુરતા ભરી, સોહાગણી રે. ૧ કંથ વિયોગની વેદના, સોહા૦; ખરા અંતરમાં ભય ભેદના, સોહા૦ ૨ કનક લતા સમ કામની, સોહા૦; ભારી ભય ને પૂછે ભામની, સોહા૦. ૩ મનમાં વાત વિચારતી, સોહા૦ તપસીને

પૂછવું ધારતી, સોહા૦.૪ મનમાં કહે કંથજી ક્યાં હશે, સોહા૦; પરદેશીનો મેળો ક્યાં થશે, સોહા૦ ૫ જીતીને જશ શું લાવશે, સોહા૦; કહે એ કંથજી ક્યારે આવશે, સોહા૦ ૬ જો અંતરજામી હશે, સોહા૦; તો મારા મનનું જાણશે, સોહા૦.૭ તે સમે તપસી બોલીયા, સોહા૦; પછી પ્રેમના પડદા ખોલીયા, સોહા૦.૮ પાંપણો પાછળ નાખીને, સોહા૦ જોયું નાસાગ્ર ઉપર ઝાંખાને. સોહા૦.૯ સ્વર કરે તત્વ તપાસીયું. સોહા૦; પ્રભુતાનુ પોત પ્રકાશીયું, સોહા૦ ૧૦ કહે મુનિ મથુરાંથી આવિયા, સોહા૦; મુને કંથને કલેશે તપાવિયાં. સોહા૦.૧૧ કન્યા કૌંચ ભૂપાળની, સોહા૦; મેધાવતી માતની, સોહા૦. ૧૨ વૃંદા જાહેર નામમાં, સોહા૦; જાણે સ્વામિ ગયો સંગ્રામમાં, સોહા૦ ૧૩ એટલું કહી છાના રહ્યા, તપધારીરે; સતિને સાધુ સાચા થયા, સુખકારીરે.૧૪ કહે સતિ ખોળા પાથરી, તપધારી રે; થઇ ખાખીની ત્યાં ખરી ખાતરી, સુખકારીરે.૧૫ મેં મનમાં નિશ્ચે કર્યો, તપ૦; કહ્યા શબ્દ તે સહુ સાચા ઠર્યા, સુખ૦. ૧૬ કહોને એ કંથજી ક્યાં હશે, તપ૦. ઉદધીતન ક્યારે આવશે, સુખ૦.૧૭ જીતી જશ કોણ પામશે, તપ૦; મારી વેદના ક્યારે વામશે, સુખ૦ ૧૮ એ સુખા હશે શરીરને, તપ૦; મળું ક્યાં જઇ નાણુદીના વીરને, સુખ૦.૧૯ આટ માસ એમને થયા, તપ૦; જાણે કાળ કલપ વીતી ગયા,

સુખ૦.૨૦ નાથનું પત્ર નથી આવતું,તપ૦; મુને ભોજન તે નથી ભાવતું, સુખ૦.૨૧ઘરધંધો ગમતો નથી,તપ૦; તન તપીયું તે ગયા ત્યારથી, સુખ૦.૨૨ રોઇ રોઇ ગાળું રાતડી, તપ૦; સ્વામિ સંભારીને બળે છાતડી,સુખ૦. ૨૩બે કાને મોતીનાં લેરિયાં, તપ૦; પીળાં પચરંગી પટ પેહેરીયાં. સુખ૦.૨૪છે કર તે કમળની પાંખડી,તપ૦; અરઆળી રાતી આંખડી.સુખ૦૨૫અધિપતિ રૂપનું આળ છે,તપ૦; પહેર્યો સોનેરી સુરવાળ છે,સુખ૦.૨૬ જરતારી શેલું બાંધીયું, તપ૦; મણિ મુગટે નવઘરૂં નોંધીયું, સુખ૦. ૨૭ વદન શરદનો જેમ શશિ,તપ૦;તાતી તરવાર કમરમાં કસી, સુખ૦ ૨૮ ઝીણી આંગળીયો ઝવેરે જડી, તપ૦; મુછ પુટતી મુખ પર વાંકડી, સુખ૦.૨૯ હૈયે કુસુમનો હાર છે, તપ૦;કાયા કંકુમથી સુકુમાર છે, સુખ૦.૩૦ વાસુકી લાજે વાળમાં,તપ૦;કરે કેશરી આડ્યા ભાલમાં. સુખ૦.૩૧મધ્યે કુંકુમનો ચાંદલો,તપ૦; સિંહલંકી કટી સમ પાતળો,સુખ૦.૩૨ મંદ હસ્યાની ટેવ છે,તપ૦; મારા દિલદરિયાના દેવ છે, સુખ૦.૩૩ બેવડું બખ્તર અંગમાં,તપ૦; શોભે સરખા સખાના સંગમાં, સુખ૦.૩૪માથે કલગી વાંકડી,તપ૦;લાલ અરવિંદ સરખી છે આંખડી, સુખ૦.૩૫ તાદશી તે પતિ કયાં હશે, તપ૦;મુનિ કહો ક્યારે મેળો થશે,સુખ૦.૩૬તે જીતીને

ક્યારે આવશે,તપ૦; કે કોઇ સાથે સંદેશો કહાવશે,સુખ૦.૩૭ આકીન આપનું આવીયું,તપ૦;તમે ચતુરચરિત્ર બતાવીયું, સુખ૦.૩૮અરજ ઉતારો કાનમાં,તપ૦; જરા જુવો તપાસી ધ્યાનમાં,સુખ૦.૩૯ ભોળી ભામની લહે નહી વંધાણુમાં, તપ૦; થશે યુદ્ધ એ આપનો જાણુમાં, સુખ૦.૪૦ વળતી વિરક્ત ત્યાં ઉચરે, તપ૦;સતિ સિદ્ધને ખોળા પાથરે,સુખ૦.૪૧ શિષ્યને સિદ્ધ કહે ભલા, તપ૦; અબ જંગલકા રેહેના જલા,સુખ૦.૪૨ મંદ મીટી નહીં વાસના, તપ૦;ચહીએ લુગાઇ અપના પાસના,સુખ૦. ૪૩ કયા કુછ લીનો છીનાયકે, તપ૦; યહાં બકવા કરતી આયકે, સુખ૦.૪૪સબ સંપત્તિ અમને તજી, તપ૦;બનબેઠે બસ્તિ સોસજી,સુખ૦.૪૫બાત લુગાઇસેં મેં કરૂં, તપ૦; બન છોડકે બસ્તી મેં ફરૂં;સુખ૦.૪૬તારૂની તપસેં ગારાય દે,તપ૦;નહીં પરછાયા મિલે ફાયદે,સુખ૦ ૪૭વાંસે લુગાઇ લલકાર દે,તપ૦;કરે બાત ન હમસે વાર દે,સુખ૦.૪૮બનિતા બિપ બાતે ચરે,તપ૦;મુનિ ઔષધસેંનાઉતરે,સુખ૦.૪૯વૃંદા સાંભળી ત્યાં વદે,તપ૦;જેમ ઉતરે જોગીને રૂદે, સુખ૦.૫૦પતિવ્રતા પત્નિ અમો, તપ૦;નમી તાદશી જાણીને તમો, સુખ૦.૫૧ નિર્દોષી તમે છો હરિ, તપ૦; માટે જનક જાણી બોલું જરી,સુખ૦.૫૨ કહોને કુશળ એ કંથ છે,તપ૦;મુને મળવાનો કીયો પંથ છે,

સુખ૦. ૫૩ દાસી જાણી દયા કરો તપ૦; મુને એક ત-મારો આશરો, સુખ૦.૫૪ મુનિયે ધ્યાન ધરાવીયું, ત-પ૦; મિચી ચક્ષુ ને શિષ હલાવીયું,સુખ૦. ૫૫ વિશ્રા-મ—શિષ હલાવ્યું સાધુએ, તારૂણીને પડિયો ત્રાસ રે; રામ રામ રાંસએ કહી નારી કરી નિરાશરે. ૫૬ પ્રાણુભી પૂછે પ્રેમદા, સ્વામિના સમાચાર રે; રેવા રસિકની જો કળા, મૂકયો મર્મ અપારરે.૫૭ ઇતિશ્રી પદ્મપુરાણે જા-ળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે વૃંદા તપસ્વી સુભાષણો નામ દ્વિત્રિંશોધ્યાય: ૩૨

# અધ્યાય ૩૩ મો.

રાગ ધનાશ્રી—શુકજી કહે સુણ પરિક્ષતરાય, સુત શૌ-નકને કહે કથાય. ૧ વૃંદા વળી વળી લાગેરે પાય,ત્યાગી તેમ તેમ મોંઘા રે થાય. ૨ સ્વામિ કેમ હલાવ્યું કહો શિષ, રૂઠયા મુજપર શું જગદીશ. ૩ વૈર ત્રિદશ ટોળે રે વાળ્યું, મારૂં કરમે શું કામ કથાળ્યું. ૪ નવગ્રહે આવી મુને રે નડીયા, મારા પોબાર ખાલીરે પડીયા. ૫ મારા સમ મન મેલ માં રાખો,જેમ હોય તેમ તમે ભાખો. ૬ ત્યાગી કહે તુને જોઇ મેં રડતી, મારી જીભ નથી રે ઉપડતી. ૭ ખરી વાતનો કરીને ખુલાસો,હું તો ના લેઉં કોનો નિસાસો. ૮ થઈ સંત અપાર દયાળ, શીદ પાડું સતિ તુને ફાળ. ૯ તારૂં સાંભળી અંતર દાઝે, મારાં પ્રેમદા પળીઆં રે લાજે. ૧૦

ચાસ તનમાં પાડવો તમને, નથી આજ્ઞા ઇશ્વરની અમને. ૧૧ કહી મુન્ય રહ્યા ગુરૂ જ્યારે, બોલ્યો કર જોડી સેવક ત્યારે: ૧૨ કરો જેમ હોય તેમ ઉચ્ચાર, સાચી વાતમાં શાનોરે ખાર. ૧૩ નાણાવટીને કોઇ નાણું બતાવે, કહે ખોટું ખરૂં નિરદાવે. ૧૪ ત્યારે તપસી ત્યાં બોલ્યા વચન, સાંભળ પાવન જુવતિરે જન. ૧૫ ઘેલી હાથે ગુમાવ્યો તેં શ્યામ, શીદ મોકલ્યો કંથ સંગ્રામ. ૧૬ તે અનેક ને એક એ જાતે, શોભા કેમ રહે સુરની સંગાથે. ૧૭ હરિહર અજ ઇંદ્રાદિ સુર, શશિ સમીર વરૂણ ત્યાં હજુર. ૧૮ મળ્યા કપટી કોટી સમુદાઇ, ત્યાં શો એકનો આશરો બાઇ. ૧૯ વેરી વાયસ કોટીની માંય, હોય કીર કેમ કુશળ ત્યાંય. ૨૦ નારી ચતુર તું મનમાં ન જાણે, ઝાઝી કીડીયો સર્પને તાણે. ૨૧ એમ થોડામાં સમજો રે બાધું, એમ કહીનેરે ડુસકું ખાધું. ૨૨ ભેદ ભામનિને પડયો મન, તપ્યું તરત ત્યાં તારૂણી તન. ૨૩ કહોને પડદો મૂકી પ્રભુ વાત, કર્યો નાથનો દેવે નિપાત. ૨૪ ત્યારે તપસી કહે જો પૂછો સતિ, પડયો રણમાં તમારો રે પતિ. ૨૫ કર્યો દેવે દગો એકવારો, તારા કંથને કપટથી માર્યો. ૨૬ હતો સમર્થ સ્વામિ તમારો, ન જીતાય એ કાળથી ન્યારો. ૨૭ પણ વિષ્ણુએ કપટજ કીધું, તારૂં સરવસ્વ લુંટીને લીધું. ૨૮ હતો શુક્ર જે વિદ્યાને ધરતો, મુવા દૈત્યને જીવતા કરતો. ૨૯ તેને ગરૂડની પાસે ઝલાવી, દીધો

ઘોર ગુફામાં ઘલાવી. ૩૦ પછી ચક્ર ચતુર્ભૂજે મેલી, છેદી અસુરની સેના રે છેલી. ૩૧ રહ્યો શેષ તમારો રે સ્વામી, સેના નિપાત સરવેરે પામી. ૩૨ સુર ઇંદ્રાદિ ત્યાં ગડગડીઆ, સંપી સંગ્રામે સામટા ચઢીયા. ૩૩ કોટી શસ્ત્ર નાખે ક્રોધે ભરીયા, તારા કંથના કડકારે કરીયા. ૩૪ કર્યું જાય ન કષ્ટનું લેખું, બેઠો અહીં હું કલેવર દેખું. ૩૫ પડી પ્રેમદાને મન ભ્રાંત, મારો કયમ મરે રણમાં કાંત. ૩૬ નથી વરત હું ચૂકીરે નામ, શાથી મુજને તજી ગયા શ્યામ. ૩૭ મન ડગમગે ચારેરે પાસ, નાવે વાત ઉપર વિશ્વાસ. ૩૮ તેમ શોચના સબળી રે થાય, સાચું જુઠું કંઈ ના સમજાય. ૩૯ બોલી ગોરી ત્યાં ગણગણતી, કહું પણ કંઈ કળ નથી પડતી. ૪૦ દયા દીનની ઉપર લાવો, મુને કંથનું મુખ દરશાવો. ૪૧ ત્યારે તપસી કહે સાંભળ નારી, ઘોર ગહન ગતિ છે મારી. ૪૨ હું તો જોગ કળા એવી જાણું, કંથ કકડા ઉરાડીને આણું. ૪૩ ત્યારે આવશે તુજને પતિત, જોજે જુવતી તું એકેરે ચિત્ત. ૪૪ એમ કહીને માંડયું તપ ધીર, વાયો સામટો વેગે સમીર. ૪૫ તૂટયાં તરૂવર વૃક્ષનાં થડીયાં, શૈલ શિખર સમીરથી પડીયાં. ૪૬ કંપી મેદની સમીરને શોરે, નીર નદીયોનાં ઉછળ્યાં જોરે. ૪૭ ઉડે કાંકરા રેતી અપાર, થયો વંટોળથી અંધકાર. ૪૮ નથી ભાસતો સુર શશિ વ્યોમ, ભાગી બ્રહ્માંડ પડશે શું ભોમ. ૪૯ ભૂલ બ્રહ્માએ

લખતાંરે ખાધી,છુટીસનકાદિકની સમાધી.૫૦વાયુ વેગે કરી હડહડીયો, આવી તે સમે નૃપ કર પડીયો.૫૧ નારી જઇને દક્ષિણ કર પરખી,વિંટી વેઢ આંગળીઓ તે સરખી. ૫૨ થયો સુંદરીને મન શોક, થઇ કંથની આશારે ફોક.૫૩ વામ કર પછે પડીયોરે આવી, તેથી ગોરી નાખી ગભરાવી. ૫૪ ઘડી પુંઠે ત્યાં ઉર પગ પડીયા,સાંધા સર્વ શરીરના જડીયા. ૫૫ તેવાં વસ્ત્ર તેવો શણગાર,તે શરીર કુસુમ સુકુમાર.૫૬ પાની ઘુંટણ સાથળ સંગ, જાણે કાપેલો પડીયો અનંગ. ૫૭ પડયો તે જોઇ તરૂણીને ત્રાસ,નાવે શિષ વિના વિશ્વાસ. ૫૮ વળી વૃંદા કહે શ્રીહરિ સંગ, તનુ ભાળી થઇ મન ભંગ.૫૯ ચિત્ત ચપળાનું ચોદશા ચઢિયું, એવે કંથનું મુસ્તક પડીયું.૬૦ તેજ કુંડળ મુગટ જડાવ, નેત્ર નાસિકા શ્રોત્ર સુખાવ. ૬૧ દીઠો કંઠે કુસુમનો રે હાર, લહ્યો ભામનીયે ભરથાર. ૬૨ અંગ અવયવ ગોઠવ્યાં ત્યાંય, જોઇ મહિલા રૂવે મન માંય.૬૩ અરે દૈવ તેં આશું રે કીધું,મારૂં રત્ન કયાં લુંટીને લીધું.૬૪ પછી સ્વામિના ગુણને સંભારી; રૂવે વનમાંહી વૃંદા રે નારી. ૬૫ વિશ્રામ—નારી નિરાશ ત્યાં થઇ,મુસ્તક મુકી હાથ રે;રાને રઝળતી કયમ કરી, નિરદે મારા નાથરે.૬૬ રાજ તમારી રાંકડી, મૂલ ખરીદી દાસ રે; રેવા રસિકને કહી કરી, તેડી લ્યો તમ પાસરે. ૬૭ ઇતિ શ્રી પદ્મપુરાણે જાળંધરોપા-

ખ્યાને કવિ રેવાશંકર વિરચિતે કૈતવકૃત જાળંધરવધો નામ ત્રયત્રિંશોધ્યાય: ૩૩

## અધ્યાય ૩૪ મો.

રાગ સામેરી—પડયો કંથનો દેહ તે ભાળી રે, બેઠી માનુની ત્યાં મોં વાળી રે;નિજ નાથનું અંગ નિહાળી, કન્યા કળકળે રે. ૧ વેલ ઉછેરી વાલમ મોડી રે, જુદી કરવાને માયા જોડીરે; મુને ટળવળતી તરછોડી, રોવા રાનમાં રે. ૨ મારા દોહેલા દિન કેમ જાશે રે, વહાલાં તમ વિના વેરી થાશે રે;સુની સેજડી ખાવાને ધાશે, વર વરાણાગીયા રે. ૩ માઠી લોકમાં રહેવાની લાજરે,કોને મૂકયું ભરોંસે રાજરે; કરી કોણ વાંકે મુને તાજ, આ દિન દોહેલે રે. ૪ હતી આવ્યાની મુજને આશરે,વળગી રહીતી વ્હાલા વિશ્વાસ રે; નહોતી જાણુતી કરશો નિરાશ,મન મારૂં હરી રે. ૫ મુને કોને ભરોંસે મૂકીરે, શી સેવા તમારી હું ચૂકીરે; જાણુતા મતિ મારી ટુંકી, રાજ રિસાવીયા રે. ૬ મુને કોણ લેશે નિભાવી રે, નથી રાજ ઉપર રીસાવી રે; તમને કેમ દયા ના આવી, મહા વન મેલતાં રે.૭ મુને પ્રેમને પાશે પાડી રે, નાખી નાઠા આતુરની અજાડી રે; મુને લોકમાં લુંટવા કહાડી, હાર હૈયા તણારે. ૮ જીવ્યું જગતમાં કીધું ઝેર રે, વાહાલા થઇને વાળ્યું કયમ વેરરે; કર્યો કંથજી કાળો કેર, મૂકી રાનમાં રે..૯ વહાલા કયમ કરી વનમાં ગમશે રે,

કોણ રાજને સોગટે રમશે રે; રાંધી કોણ રસોઇઓ જમશે, હીણા હાથની રે. ૧૦ જતા બાગ બગીચે વાડી રે, આગળ અધિપતિ અમને કહાડી રે; આ સમે કયમ પાછળ પાડી, મન મેલા થઈ રે. ૧૧ જાતા સંગ્રામે સેના લઇ સાથરે, હસી ઝાલતી તે સમે હાથ રે; નોહોતી જાણુતી મારા નાથ, દરશન દોહ્યલું રે. ૧૨ હતી સ્વામિ ઘણી સહેજોરી રે, ગયા કાળજું મારૂં કોરી રે; કરી ચતુર તમે મારી ચોરી, કયમ ગાફેલ થયા રે. ૧૩ જીતી આવીયા દેશ સમસ્ત રે, લીધું સ્વર્ગતણું પદ સ્વહસ્ત રે; મનમોહન મોંઘી વસ્ત, મારા નાથજી રે. ૧૪ કહોને કયમ કર્યો રણુસંગ્રામ રે, મારા હોંસીલા સમજુ શ્યામ રે; કેમ આળસ આણીને આમ, સુતા સાથરે રે. ૧૫ સ્વરભાનુની શિક્ષા માની રે, હતા થડથી ટેકના તાની રે; સુખ ખોયું એ સમજણ શાની, કંથ કહ્યાગરા રે. ૧૬ થઇ પરવશ રણમાં પડીયા રે, મારા નાથજી અવગુણ નડીયા રે; મારા થડના થાંભલા ગડીયા, ભવ ભૂલી પડી રે. ૧૭ મારો જન્મ અકારત કીધો રે, નથી લોકમાં લાહાવો લીધો રે; મુને છેતરી કયાં છેહ દીધો, પ્રીતમ પાતળા રે. ૧૮ મુને કોને ભરોંસે મેહેલી રે, મૂકી ઠાલા કરીને ઠેલી રે; મારા બગડયામાં થયા બેલી, સુત સિંધુ તણા રે. ૧૯ મેં શું ભાગી સરોવર પાળ રે, કે મેં મૂક્યું સતિ શિર આળ રે; કે કો સાધુને દીધી ગાળ, વિધી વાંકા

થયા રે. ૨૦ કે મેં શંભુ શિવાલય તોડયું રે, કે મેં ધાવતું બાળ વછોડયું રે; મહા પુરૂષનું માપ વખોડયું, માયાને મદે રે. ૨૪ કોઇને જમતાં મેં ખાંતથી ખાળ્યાં રે, કે મેં ગૌધેન પાછાં વાળ્યાં રે;ગામ ભાગ્યાં કે બીડ મેં બાળ્યાં, કે ચૂકી વૃત્તને રે. ૨૨ વાપી કુપ સરોવર પૂર્યા રે, વડ પીંપળાદિ તરૂ ચૂર્યા રે; પડયાં અંબુમાં કેસુ અસુર્યા, કે દ્વિજ નંદીયા રે. ૨૩ કે મેં થાતું સદાવ્રત ખાળ્યું રે, કે મેં ભોજન ભાણું ટાળ્યું રે; કોનું કુણું કાળજું બાળ્યું, કે દીન દુભયા રે. ૨૪ મેં શું ગોત્ર ગમન કંઇ કીધું રે, કે મેં લાડી વેચી ધન લીધું રે; દગો કરીને વિખ મેં દીધું, કો પરદેશીને રે. ૨૫ કે મેં થાપણ ઓળવી કોની રે, કે થઇ મહાજન સાથે માની રે; કોની વાત પ્રગટ કરી છાની, આ સમો આવીયો રે. ૨૬ કે મેં સાસુ નણંદ સંતાપી રે, કે કોઇને અવળી મતિ આપીરે; કે મેં કંથની આણ ઉથાપી, એ ફળ આ થયું રે. ૨૭ કોઇને પુણ્ય મેં કરતાં વાર્યું રે, જુ માંકડ કે જનાવર માર્યું રે;કુડી સાખ મેં પુરી ન ધાર્યું, ધ્યાન હરિ તણું રે. ૨૮ કે અતિથી નિરમુખ વાળ્યો રે, કે વિવા થતો રંકનો ખાળ્યો રે; મારો દૈવે દોષ શો ભાળ્યો, વન વિધવા કરી રે. ૨૯ એમ દોષ કર્મના કાઢે રે, કુટે શિષ ને અંગ પછાડે રે; તોડે કેશ ને કંઠને વાઢે, ભૂલી ભામનિ રે. ૩૦ રોતી નાથનું મુખ નિહાળે રે, ભાગી કંથના

ગુણ સંભારે રે; મહિલા કયમ કરીને મન વાળે, વલ વેરી થયો રે. ૩૧ કર ઝાલી કંથને હલાવે રે, માણીગરને મહિલા મનાવે રે; જાણે બાંહ્યડી ઝાલી બોલાવે, રૂઠયા રાયને રે. ૩૨ ઉઠી ધરણી પછાડયો ખાય રે, પડે ભોમી ને બેઠી થાય રે; નારી નેણે નીર ન માય, ફટકારી ફરે રે. ૩૩ મારા ભવ ભોગી ભરથાર રે, ઉઠી આપો મુને આધાર રે; કંઈ કરતા નથી ઉચ્ચાર, કયમ કપટી થયા રે. ૩૪ સેહેજે કહેતા સતિ મુને વહાલી રે, પડી આજ તે ઠકરાઇ ઠાલી રે; ગયા ચોરની પેઠે ચાલી, કોરી કાળજું રે. ૩૫ કહ્યું કોઇનું ના ધરતા કાન રે, તેવું તમને મુજ પર તાન રે; નાખી નાઠા રખડતી રાન, મન મોંઘા થઇ રે. ૩૬ જરા જુવોને મુજ ભણી ભાળી રે, તમને ખુચતી સેજ સુંવાળી રે; કેમ ઉંઘો છો આંખડી ઢાળી, સુતા સાથરે રે. ૩૭ પડતા કુસુમે કલેવર ઘાયાં રે, તીખાં શર તે કેમ ખમાયાં રે; અમને વાત કરીને વાહ્યાં, કોમળ કંથજી રે. ૩૮ કોનો કરતા નહીં વિશ્વાસ રે, મુને રાખતા પિયુજી પાસ રે; તરછોડીને દેવો ત્રાસ, ના તમને ઘટે રે. ૩૯ વાંસે રાખો થાવા વગોણું રે, તમે ઠીક કર્યું ઠેકાણું રે; મુને અધિપતિ મોકલો આણું, તેડો તમ કને રે. ૪૦ નથી રાજ વિના રહેવાતું રે, કહ્યું કષ્ટ નથી કોને જાતું રે; નથી મળવાને અકળાતું, પાપી પ્રાણનું રે. ૪૧ ન્યારૂં નાથ કયાં નગર વસાવ્યું રે, કેવું રૂપ ધર્યું

મન ભાવ્યું રે; મારે અણુતેડયું જોઇયે આવ્યું, આપની ઓથમાં રે. ૪૨ લાલ લોચન ને જળધાર રે, શિષ.વેણુમાં લોટે અપાર રે; હાય હાય કરે પોકાર, કલપે કામની રે. ૪૩ જોઇ અબળાનું આક્રંદ રે, રૂવે વનચર કેરાં વૃંદ રે; રચ્યો ફોગટ માયાનો ફંદ, જો ભવભંજને રે. ૪૪ સુકયાં શોકે સરોવર નીર રે, ફાટયા પરવત વરસે રૂધીર રે; ચીર્યાં ચતુરાએ ચોળી ને ચીર, વિરહે વૈરાગ્યમાં રે. ૪૫ વાલા વિકટ સમાની વહાર રે, મારા અંતરના આધાર રે; કેમ સોંઘા કર્યા શણગાર, મોંઘા મૂલના રે. ૪૬ નથી કલપીને પડતી કાયા રે, મુને વા ચો દશના વાયારે; મુને શીદ લગાડી માયા, પીડા પામવા રે. ૪૭ હું તો રહી છું વાયદે વળગી રે, નોહોતું જાણ્યું જે કરશો અળગી રે; મારે સામટી ચો દશ સળગી, હોળી હાડમાં રે. ૪૮ નથી નાથજી સેનાનો સાથ રે, તમે હોંસિલા મૂકી હાથ રે; નાઠા અધવચ નાખીને નાથ, આ વન એકલી રે. ૪૯ થયો રૂદન કરી સ્વર ખિન્નરે, દીસે દામણી દારા દીનરે; મુને ઘાલી ગયા સ્વામિન, હાથણી હેડમાં રે. ૫૦ વિશ્રામ-હેડમાં ઘાલી હાથણી, ટળવળતી છે ત્યાંયરે; પતિન ધારે લેઇ પતિ, પડવું પાવક માંયરે. ૫૧ તપસી પાસે તારૂણી ગઇ પાવકને કાજ રે; આંખો મીંચી અબધુતે, રેવા રસિક વ્રજરાજ રે. ૫૨ ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિરેવાશંકર

વિરચિતે વૃંદા વિલાપ વરણો નામ ચતુસ્ત્રિંશોધ્યાયઃ ૩૪

## અધ્યાય ૩૫ મો.

રાગ બિહાર—ભૂલી ભમે છે ભામનિ એ ચાલ—તપસીની પાસે તારૂણી, માગે પાવક ત્યાંય; વૃંદા વારિસુત લેઇને, બળે મહા વન માંય. તપસીની પાસે તારૂણી. ૧ પાવક માગે પ્રેમદા, ટોળે કીધાં રે દાર; યોગિ અગ્નિ આપો મુને, પડે છેટું અપાર. તપસી૦ ૨ વાલમ જે વાટે વળ્યા, મારે પળવું તે પંથ; સગપણ સરવે લેઇ વળ્યા, મારા કોડીલા કંથ. તપસી૦ ૩ રામા રૂદન કરતી સુણી, કોપ્યો કપટી રે સંત; ચેલાને કહે લલકાર દે, કૈસા એ કલપંત. તપસી૦ ૪ શિષ્ય કહે સિદ્ધ સાંભળો, ઉભી અબળા રે જેહ; કંથ મુવો રણમાં વઢી, રૂવે સંભારી નેહ. તપસી૦ ૫ કકડા કલેવરના પડ્યા, તે ટોળે કરી તન; દારા દહન કરવા ફરે, આપ સુદ્ધાં હવન. તપસી૦ ૬ ઇચ્છે અનળ એ કારણે, કરો આપ હુકમ; તડકી તપસ્વી બોલીયો, ન રહ્યો ખાઈગમ. તપસી૦ ૭ મંગળ સ્થાન મસાણશું, સતિ ધરમ સંભાળ; લેઈ જા કલેવર કંથનું બાગ મૂકીને બાળ. તપસી૦ ૮ જો રોના જારૂકીયા, કભી કામની કોય; બસન છીના લેઉં બાવરી, મારીકે લઠ દોય. તપસી૦ ૯ ભોગ મળ્યા કહે ભામનિ, કરે કુટે કપાળ; કંથ ઉપાડવા ધારતાં, આવ્યાં સહસ્ર શિયાળ. તપસી૦ ૧૦ જાંબુક ઝડપો મારવા, લાગ્યાં ત્યાં

ચોપાસ; એક રૂદન અબળા કરે, બીજું થાય છે હાસ. તપસી૦ ૧૧ વૃંદા એમ વિચારતી, આ દેહ કેમ લેવાય; પાછળ જો કંઈ પડયું રહે, તો શિયાળવાં ખાય. તપસી૦ ૧૨ કાળ જે ધાકે કંપતો, સુર પામતા શોક; હરિહર જે થકી હારિયા, તે પર જાંબુક થોક. તપસી૦ ૧૩ વનિતા કહે વૃજરાજને, કરૂં કેમ આ કામ; આ દિન કયાં થકી કાઢીયા, શોધી સુંદરશ્યામ. તપસી૦ ૧૪ કેશ ઉઘાડા કામની, સાડી વીંટી શરીર; કંથના કડકા ઉપાડવા, ધરે કામની ધીર. તપસી૦ ૧૫ જુવંતિ તે કર જોઇને, લેવા કાજ વિચાર; કોટિક માણુ કલેવર વિષે, ધર્યો ભૂધરે ભાર. તપસી૦ ૧૬ કામની કટકા તપાસીયા, એકે ના ઉચકાય; અધિક થકી ઓછો જુવે, બોજે બમણો રે થાય. તપસી૦ ૧૭ વનિતા મન વ્યાકુળ થઈ, સૂઝે એકે ન ઘાટ; જાંબુક ધાકે જવાય નહીં, અગ્નિ વિના ઉચાટ. તપસી૦ ૧૮ જુવતિ કહે જોગી મુને, બાળો દેઇને રે આપ; પાડ માનીશ પ્રભુ તમ તણો, કહે કરતી વિલાપ. તપસી૦ ૧૯ સિદ્ધ કહે સુણુ સાધવી, કોને કષ્ટ જે થાય; તે તપસી કોઇ ના કરે, ના આપે ઇષ્ટ રજાય. તપસી૦ ૨૦ કહે તો સમીરના જોરથી, નાખું સિન્ધુની માંય; કહે તો ઉભયને મોકલું, અમરાસન જ્યાંય. તપસી૦ ૨૧ કહે તો એ સાંધા સંધાડીને, કરૂં કંથનો વાઘ; વૃક્ષ કરૂં કહે તો વર તણું, કહે તો દેઉં વન્હિ દાઘ.

તપસી૦ ૨૨ કહે તો કુસુમ ઢગલો કરૂં, કહે તો કરી દેઉં રાખ; કહે તો ઉરાડું આભમાં, કહે તો ખાઇ જાઉં ખાખ. તપસી૦ ૨૩ પ્રેમદા જાણે પ્રસન્ન થયા, મુને આ યોગીરાજ; હેવાતણ હારી ગઈ, રાખો આ સમે લાજ. તપસી૦ ૨૪જુવતિ કહે જોગી સુણો, કરો આપ કૃપાય; મનમોહન પતિ માહરા, જેમ જીવતા થાય. તપસી૦ ૨૫ તન ધન મુક્તિ માન સુખ, સ્વર્ગ સૃષ્ટિનું રાજ; અજ ઇંદ્રાસન સિદ્ધિનું,નથી માહરે કાજ. તપસી૦૨૬ કંથ વિના સુખ સર્વ તે,મારે દુઃખ સમાન;ભવ ભૂલી પડી માટે દ્યો,જોગી જીવતદાન.તપસી૦૨૭મૃગના પાડથી માનવી,નહીં જાય દયાળ; વિશ્વાસે વળગી રહી, હરો કષ્ટ કૃપાળ. તપસી૦ ૨૮સિદ્ધ કહે સુણ સુંદરી,મુને માયાનું જોર;મૃત્યુ જીવાડે તે જન, હોય નવલકીશોર. તપસી૦ ૨૯ માટે નહિં મારો આશરો, કરૂં અન્ય કહે કામ; માનુનિ કહે મૃગ સિંહ બે, જોયાં દ્રષ્ટિએ શ્યામ. તપસી૦ ૩૦ કહે સતિ સમરદશી તમે, કેમ રાખો છો ભેદ; અલખ મળે કેમ ના ટળે,ખરા દીનના ખેદ. તપસી૦૩૧ મંદ ભાગ્ય મારૂં લહી, તમે ના પાડો નાથ; પણ મેં મનમાં નિશ્ચે કર્યું, દોરી જગ તમ હાથ. તપસી૦ ૩૨ દુઃખ દારાનું જોઇને, બોલ્યો શિષ્યજ ત્યાંય; સદ્ગુરૂ આપ કૃપા કરો. તો ઉઠે પળ માંય.તપસી૦ ૩૩ આશ્રય અભયજ આપણો, ટળે ભવના રે પાશ; તે

સ્થાનકથી તારૂણી, થઇ જાય નિરાશ. તપસી૦ ૩૪ માટે કૃપાળ દયા કરો, આપો જીવતદાન; અબળાની આરત સારવા, છો સમરથ ભગવાન. તપસી૦ ૩૫ સિદ્ધ કહે શિષ્ય તેં માહરી, કરી સેવા અપાર; પરમારથને કારણે; કરે તું તો પોકાર. તપસી૦ ૩૬ કોઈ દિવસ તેં કહ્યું નથી, માટે કરવું આ કામ; તે સુણી શિષ્યને સુંદરી, કરે દંડ પ્રણામ. તપસી૦ ૩૭ અંગના અવયવ ગોઠવ્યા, ઢાંક્યું મૃગ આ જીન; ઉદક કમંડળથી ગ્રહ્યું, ધર્યું દઢ આકીન. તપસી૦ ૩૮ અભિષેક અબધુતે કર્યો, ભણી મંત્રને મન; આળસ મરડીને ઉઠીયો, તોયધી તણો તન. તપસી૦ ૩૯ વનિતા જોઇ વિસ્મે થઇ, નમી સિદ્ધને પાય; જાળંધર જોઈ કોપીયો, મદ અંગના માય. તપસી૦ ૪૦ નિજ સેના પાર દળ નહીં, ગુરૂ શિષ્ય ને નાર; કહે ક્યમ ઉભી તું કામની, કુમતિ આ ઠાર. તપસી૦ ૪૧ ભ્રષ્ટ થઇ વૃત ભામની, ઉભી પર નર પાસ; મર્યાદા મૂકી ફરે, રંડા રમવાને ખાસ. તપસી૦ ૪૨ સ્વાંગ ધરીને સતિ તણો, કરે જારીનું કામ; ત્યાગીની પાસે તાહરૂં, કહે શું કામ હરામ. તપસી૦ ૪૩ ઘેર ગયા પછી વારતા, થયું ભારે શરીર; ખોડ ભૂલાવું જન્મની, ઘાલું નાકમાં તીર. તપસી૦ ૪૪ આધીન ભવ અબળા તણો, ઉભી થરથર રોય; કંથના ડરથી રે કંપતી, બીજું સહાય ન કોય. તપસી૦ ૪૫ સિદ્ધ કહે સુણ સુરરિપુ, આવિએ તુજ કામ;

જીતનો જશ તારો થવા, વધ સુર સંગ્રામ. તપસી૦ ૪૬ કામની ત્યાં કરજોડીને, પતિને પડી પાય; રાજ તમારા રક્ષણે, આવી કરજો ક્ષમાય. તપસી૦ ૪૭ સ્વપ્ન વિષે સંકટ થયું, જાગેતો ભય જાય; તેમ સતિ સ્વામિ મળ્યાં, મન મોદ ના માય. તપસી૦ ૪૮ વિશ્રામ—મોદ ન માયે મન વિષે, દંપતિ મળિયાં ત્યાંય રે; સિદ્ધ કહે સહુ સંચરો, ના રહેશો વન માંય રે. ૪૯ સંસારી નર નારનો, સાધુ ના કરે સંગ રે; રેવા રસિક પોતે પળ્યા, ધરી ઉદધીસુત અંગ રે. ૫૦

ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિરેવાશંકર વિરચિતે સિંધુસુતસંજીવનો નામ પંચત્રિંશોધ્યાયઃ ૩૫

## અધ્યાય ૩૬ મો.

રાગ ધનાશ્રી—વદે વાલ્મિક વળતા વચન, ભારદ્વાજ સુણો ધરી મન; શબને બીજાં હતાં શિયાળ, થયાં એક એ રૂપે કૃપાળ. ૧ દાસી દંપતિ પડી મુનિ પાય, રથ બેસી હાંક્યા હય રાય; જાળંધર થઇને જુગદીશ, કરી રામાની ઉપર રીસ. ૨ જુઓ ચરિત્ર ચતુર્ભૂજ કેરૂં, ગતિ જ્ઞાન છે જેમાં ઘણેરૂં; પોતે કોના કળ્યામાં રે નાવે, કોટી અંડનાં યંત્ર હલાવે. ૩ ઇંદ્ર કાજે બળી અનુરાગી, થઇ બ્રાહ્મણ ભિક્ષા રે માગી; સુર કાજે સુધા ઘટ ધારી; થયા અખિલ ભુવન પતિ નારી. ૪ પડી ભીડ પ્રહ્લાદને જ્યારે, સ્થંભથી પ્રગટીયા નરહરિ ત્યારે; હિરણ્યાક્ષનો વધ જ્યારે કીધો, વાલે

વેષ વરાહનો લીધો. ૫ વધ શંખાસુરનો વિચારી, થયા મચ્છને રૂપે મોરારી; કર્ણ સાંગ્યનો ભય ના. ધરાવ્યો, રથે રાખી શિખંડી મરાવ્યો. ૬ સતિ વૃંદાને છળવાને સાખ, ચોળી ખલકનિયંતાએ ખાખ; ધરીસિંધુના સુતનું સ્વરૂપ, ચાલ્યાં ભામની ને ભવ ભૂપ. ૭ભવ બ્રહ્માથી એ ન થવાય, સાત વિષ્ણુ વિના ન ઠગાય; રામા રથમાં પૂછે નિજ નાથ, કર્યો સંગ્રામ કેમ સુર સાથ. ૮ સતિ શું કહું યુદ્ધની વાત, મારી ત્રિદશ કીધા નિપાત; અજ ઇંદ્ર તે પામીયા ત્રાસ, ગયા કંપતા ગિરી કૈલાસ. ૯ શંભુ શ્રીપતિ આવ્યા સમીર, નાઠા તે પણ મૂકીને ધીર; ગયા સુર સહુ મૂકીને મામ, મારૂં જઇ કરૂં પાછો સંગ્રામ. ૧૦તમે સત્ય નહિ ચૂકો રે નારી, ત્યાં લગી હું છું કાળને ભારી; સુણી વાત સતિ પતિ કેરી, થઇ ચિત્તમાં ચિંતા ઘણેરી. ૧૧ તમે સાંભળો મારા નાથ, હવે લડશો નહીં સુરની રે સાથ; મૂકો વાત વિરોધની પડતી, રાડ રઢીયાળી નહીં હડહડતી. ૧૨ સુખ કલેશમાં કોને ન થાય, એમાં એકની ઇજત જાય; એમ વાત વિચારતાં ભાવ્યાં, નરનારી તે નિજ પુર આવ્યાં. ૧૩ દેખી દંપતિ જોવાને આવે, મોતી પુષ્પે ત્યાં વસ્તી વધાવે; ગાય પુંઠળ વનિતાનાં વૃંદ, થાય અધિપતિ ઉર આનંદ. ૧૪ આવ્યા મધ્ય સદનમાં રે ભૂપ, કોટી કંદર્પ કાન્તિ અનુપ; દાસી દાસ ઉભાં આવી રહે છે, નાથ નામ

તે સર્વનાં દે છે. ૧૫ માલિની લલિતા વિજેનંદા, ચંદ્રકળા ચકોરી સુનંદા; મૃદુવાંગી મનોહરા નામ, સઉને બોલાવે સુંદરશ્યામ. ૧૬ રીતભાત સ્વભાવ ને ટેવ, કરે તે જ રીતે વાસુદેવ; પછી વૃંદાને કહે વૃજરાજ, નીર લાવોને ન્હાવણ કાજ. ૧૬ સુણી ઉષ્ણુ ઉદક તતકાળ, લાવી નાવણુ કાજ ભૂપાળ; તેલ ફુલેલ મરદતી અંગ, નારી નિરખે છે વર નવરંગ. ૧૮ નાસિકા મુખ નેત્ર ને કાન, ઉર ઉદર પોયણુ સુપાન; જાનું જંઘા ને કર ને હથેળી, શિષ અંગુલિ સરખી રે મેળી. ૧૯ કટી નાભી ને ચિબુક ચેન, મંદ હાસ્ય મનોહર સેન; શુચિ સ્નાન કરી તત્કાળ, બેઠા બાજઠે ત્યાં ભૂપાળ. ૨૦ નારે ભાવતાં ભોજન કીધાં, નિજ નાથને આસન દીધાં; શાક પાક ને સાહિત્ય જેહ, પ્રીતે પ્રેમદા પીરસે તેહ. ૨૧ જમતા પહેલું જળનું રે પાન, કરે ટેવ તેવી ભગવાન; પેહેલા પાંચ ગ્રાસ સતિ હાથ, જમ્યા તે જ રીતે જદુનાથ. ૨૨ બીડી વૃંદાને હાથેરે ચાવી, ત્યાં પતિત સતિને રે આવી; સેજ સુંદર પાથરી સારી, પુષ્પ પ્રેમળ ત્યાં અતિ ભારી. ૨૩ ગાદી તકીયા બીછાવ્યા રે ત્યાંય, મૂકયાં ગાલમસુરીયાં માંય; પોઢયાં ત્યાં પતિ પ્રેમદા પરખા, સતિ રંભા રતિના રે સરખી. ૨૪ જોડું જોવાના સરખું સદન, તાકે માધવ મનમથ મન; આવી અબળા ઉભી એક પાસ, નાથ નિરખે પણુ થાય ઉદાસ. ૨૫ કર-

જોડી કહે વૃંદા વચન, સ્વામિ સંદેહ ન ધરશો રે મન; એક અરજ કરૂં અધિપતિ,જાણે કયમ ફરી મારી મતિ. ૨૬ મેં જમાડયા તમોને રે સ્વામિ, ત્યારની લાગે તમમાં રે ખામી; હરિહર અજ વાસવ જેહ, કુડા કપટી કળાનિધી તેહ.૨૭ તે તો જગતપિતાને રે ઠામ, હું છું તંનયા તેની નથી વામ; તમે જો હો કો કપટી રે દેવ, તાકો તનમાં સતિની રે સેવ. ૨૮ તો આ વિશ્વ વધ્યાનું રે પાપ, જો બગાડો પર સ્ત્રીને આપ;કરે ઘાત કો આવે જો શર્ણું, તેને આડું આવે દુઃખ માર્ણું.૨૯ હું તો ભૂલું અધિપતિ આશે, જો જો વહાતા મુને વિશ્વાસે; મુને નાથ ના કરશો રે અળગી,રહી છું વેણુ તમારાને વળગી.૩૦ ખાઉં છું સાનિધ્ય આવતી સાંસો, પડે ભૂપ ન મુજને ભરોંસો;ભવ બ્રહ્માથી ના લલચાઉં, એક વિષ્ણુને ઠાગે ઠગાઉં. ૩૧ હરિ હો તો ના હારશો ધર્મ,છે અયુકત એ પાપનું કર્મ; જો જો રાજ ચઢાવતા રીસ, એમ કહી મૂકયું ચર્ણમાં શિષ.૩૨ કમળાવર કહે સુણ નારી,ખરી ખાતરી માન તું મારી;આવ્યો પ્રથમ પાદર જયારે, તારે તાતે તેડયો મુને ત્યારે.૩૩ બળ બુદ્ધિની કિંમત કીધી, તારે તાતે તુને મને દીધી; પછે જીત્યો હું દેશ સમસ્ત, દીધી રાહુએ રત્ન વસ્ત.૩૪ ચઢયો સુર સાથે સંગ્રામે જયારે,આપ્યો કંદુક હાર તેં ત્યારે; લે આ જો ફુલ તારાં તપાસી, ઘણી વૃંદા થઇ સુખરાશી.

૩૫ કહી પૂર્વની ગુપ્ત જે વાત, જુઓ માયા ત્રિભુવન તાત; આપ્યું આદિતે માધવ માગ્યું,સાચું સતિને સ્વરૂપ તે લાગ્યું. ૩૬ પછી ચંચળ નેત્ર નચાવી,સતિ શ્રીપતિ પાસે રે આવી; હાવભાવ ને કામ કટાક્ષ, કરે સતિ જોઇ સર્વના સાક્ષ. ૩૭ નખ ક્ષત ને અધર સુધાપાન. કામ કેલી કરે ભગવાન; જુઓ ઇશ્વરે ખોદી અજાડી, ભોળી ભામની ભૂલી રે પાડી. ૩૮ અર્ધરેતા ને ઇશ્વરયોગી,થયા ભવહર વૃંદાના ભોગી; જ્યારે વાલાને વઢતાં ન ફાવ્યું,ત્યારે વૃંદાનું વ્રત ચુકાવ્યું. ૩૯ થઇ માતા ને મારે રે બાળ તેનો કોણ મળે રખવાળ; ફળ થાતું તરૂવર ખાય, તેનો તસ્કર કોણ ઝલાય. ૪૦ પીવા પાત્ર જો પાણીને લાગે, તો ત્રિલોકની તરશ ન ભાગે;સતિનું સત્ય શ્રીજી મૂકાવે,ત્યારે કોણ એ રામા ન આવે. ૪૧ વિશ્રામ—આવે ન એવી કોણ રામા, કેશવ કેડો સહાય રે; વૃંદા સાથે વિહારને, ત્યાં વરતે વ્રજ-રાય રે. ૪૨ એ કથા રહી એટલે, સુર શિવ નાઠા જાય રે; રેવા નિશાએ નરપતિ, શિબિરમાં સોહાય રે. ૪૩ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે વિષ્ણુવૃંદા વિહારવરણો નામ ષડ્ત્રિંશોધ્યાયઃ ૩૬

## અધ્યાય ૩૭ મો.

રાગ મલ્હાર—એણી રીતે વાલો, વૃંદાને છળવા લાગ્યા; શિબિરમાંથી પ્રાતઃકાળે, સિંધુનો સુત તે જાગ્યા; લાડ-

કડાને લાગ્યા રે રે રે હો, દિવસ દોહેલા રે. ૧ સ્નાન સેવા કરીને, ત્યાં ઇષ્ટ આરાધન કીધું; લોહો મોજાં પગે પેહેરી, બળ બખ્તર ધારી લીધું; લાડકડાને લાગ્યા રે રે રે હો, દિવસ દોહેલા રે. ૨ સોનેરી સુરવાલ, જરતારી લેહેકે લેહેરી; મુસ્તક મુગટ જ ધરીયો, કેશરીયા વાઘા પેહેરી લાડકડાને૦ ૩ ગદા ગુરજ ને ગોળા, તરકસ ને તીર ધારી; શશિ શેખરશુ ભડવા, કરી ગજ ઉપર અસવારી. લાડકડાને૦ ૪ ઘોર ગર્જના ઘનના સરખી, કોપ કરીને કીધી; દાનવ દળની સેન્યા, શણગારી સંગે લીધી, લાડકડાને૦ ૫ સાગર સેના દેખીને, ઉલટ અંગ ન માય; જાળંધરને.જાતાં, તે માન શુકન બહુ થાય. લાડકડાને૦ ૬ વામ ભાગે ભૈરવ, કળકળતી કઠોર નાદ; જમણી દુર્ગા દે છે, શંભુના સુતને સાદ. લાડકડાને૦ ૭ મરકટ હરણાં હુંડી, દોડીને ડાબાં થાય; દક્ષિણ ફાલુ બોલે, શિર બાજ ઝપાટા ખાય. લાડકડાને૦ ૮ કાગ સ્વાન કોશીયો, ખર લોંકડી દક્ષિણ બોલે; નેત્ર ઉર ભુજ વામ, ફરકે દરશી મન ડોલે.લાડકડાને૦ ૯ છીંક તડાતડ થાયે;સુરશું સંગ્રામે જાતાં; વા ચોદશના વાયે, નરખીને નેણ ભરાતાં.લાડકડાને ૧૦ દિનકર ભાસે ઝાંખો, આડો ઉતરીયો સાપ; શિવ વિના પડછાંયો, દરશી પ્રગટયો સંતાપ.લાડકડાને૦ ૧૧ આ અપશુકન જોતાં, સંતાપ પ્રગટીયો ભારી;પતિ-

વૃતા પાણ ચૂકી, નિશ્ચે નિરલજ થઇ નારી. લાડકડાને૦ ૧૨ ખરી ખાતરી પાસે, જે સમર્થ સંદેહ ખોવા; કંદુક કાઢી કરમાં, જાળંધર લાગ્યો જોવા. લાડકડાને૦ ૧૩ લીલાં કંજર રેહેતાં, એ જેમ પાણીનાં પાયાં; સમ ખાઇ સતિએ આ- પ્યાં, આ એજ કુસુમ કરમાયાં. લાડકડાને૦ ૧૪ થઇ નથી નહીં થાએ, કામનિયો કપટી કોની; હું મરવાને ચાલ્યો, મહિલાનું સાચું માની. લાડકડાને૦ ૧૫ મીઠે વચને બોલી, મારૂં મન લીધું તાણી; જડબુદ્ધિ મારી તે, મેં જુવતિ જારી ન જાણી. લાડકડાને૦ ૧૬ માથે મૃત્યુ આવ્યું. હાવે ક્યાં જઇએ નાસી; આ વેળા ક્યાં આવી, જગમાં થાવાની હાંસી. લાડકડાને૦ ૧૭ ભવનો ભારજ ભાગ્યો, રહી વિન- તાને વિશ્વાસે; છેતરીને છેહ દીધો, શી વલે આ શું થાશે. લાડકડાને૦ ૧૮ મેં કુમતિને જાતાં, કે જાગ્ય કરી નહીં આ- ડ્યો; તો શા કારણ મુજને, કડકા મોડીને કહાડ્યો. લાડકડા- ને૦ ૧૯ સતિપણું આ સાચું, તે સમો પડે સમજાયું; ઓ વિનતા વેરણ ક્યાં, તેં મારૂં નાક કપાવ્યું. લાડકડાને૦ ૨૦ લોકે લાજ જાશે, કહેશે હિંમતવાળો હાર્યો; નીચ નજ- રમાં નાવ્યો, તો ઘરમેળે ના માર્યો. લાડકડાને૦ ૨૧ વ્યાળ વિષ ને વિનતા, એ છંછેડ્યાં સહુ ખાયે; પાળનારને પીડે, કોયે કુમતિ ના કળાએ. લાડકડાને૦ ૨૨ વ્યાઘ્ર સિંહને મ- ળવું, એ મેળ થયે ના મારે; શિર કાપી આપે એવી શ્યામા,

પણ સ્વામિને સંહારે.લાડકડાને૦ ૨૩ મનમથને વશ મહિલા, એ કરે ચાહાય તે કર્મ; કપટ કરી કુચરાવ્યો, આ જુવો સતિનો ધર્મ. લાડકડાને૦ ૨૪ દગો કર્યો ડહાપણ- ડાહી, તેં ઘરથી ઘોળે દહાડે;ગણ્યો નહીં તેં ગોરી,મુને પર પુરૂષને પાડે.લાડકડાને૦ ૨૫ સુર સંગ્રામે નાસું. તોભાર જ ભાગે મારો; તેં ઘટમાં ઘા કીધો, નહીં ઉગરવાનો આરો. લાડકડાને૦ ૨૬ મહિલાનું મુખ ના જોઉં, એ સાથે ના ઉચરવું; એ કરતાં તો સારૂં,સંગ્રામે સન્મુખ મરવું. લાડ- કડાને૦ ૨૭ જો જો કો નર કરતા, ભાઇ વિનતાનો વિશ્વાસ; મનમેળવીને નાખ્યો, નારીયે મૃત્યુ પાશ.લાડકડાને૦ ૨૮ હેત કરી ગજ હાંક્યો, કહે શત્રુ સન્મુખ થાવું;આશા તજી ઉગર્યાની, કે ફરી નથી ઘેર જાવું.લાડકડાને૦ ૨૯ ઇંદ્ર ચંદ્ર અગ્નિ ને, અનિલ વરૂણજ જેહ; શશિ શેખર ને ભાનુ,સહુ ત્રિદશ આવ્યા તેહ. લાડકડાને૦ ૩૦ કડાજુડ બે સેના, થઇ હેવે દુંદુભી દીધાં;ત્રંબાળુ ગડગડીયાં,ઉઘાડાં આયુદ્ધ લીધાં. લાડકડાને૦ ૩૧ નૃપે નાગ ચલાવ્યો, શંભુના સનમુખ આવ્યો;જાળંધરેત્યાંગરજી,ગિરીજાવરને બોલાવ્યો.લાડ- કડાને૦ ૩૨ ધરાધર ત્યાં કંપ્યો,દિગપાળ દશે ત્યાંચળિયા; ધ્રુવ મેરૂત્યાંધ્રુજ્યો,સિંધુ સાતે ખળભળિયા. લાડકડાને૦ ૩૩ પરિઘ પટ્ટી ને પાશ, તરકશનાં તીર છૂટે;ગદા ગુરજ ને ગોળા,તારામંડળ ત્યાં તૂટે. લાડકડાને૦ ૩૪ બુંબારણ ત્યાં

થાય,સુર સઘળા નાઠા જાય;કોઇ પડતા આખડતા, દાનવ દળ પુંઠળ ધાય.લાડકડાને૦ ૩૫કો સુર તે શિર ઝાલી,બેઠા છે શોણિત ચૂતા; પ્રાણ વિના થઇ પ્રાણી, શૂરા કો રણમાં સૂતા.લાડકડાને૦ ૩૬ ગિરીજાવર ત્યાંગરજી,ત્રંબક તાણીને ધાયા; સિંધુસુતના સામા, ધરણીધર કોપી આવ્યા. લાડકડાને૦ ૩૭ અંબુસુતનું આનન, અવિનાશે જોયું જ્યારે; લુખું મુખ તે લાગ્યું,તરૂણી લોભાણી ત્યારે.લાડકડાને૦ ૩૮શંકર કહે શ્રીપતિયે, વૃંદાને વિભળ કીધી; લક્ષ્મીવરે લલચાવીને, ઇજ્જત એની લીધી.લાડકડાને૦ ૩૯ પશુપતિએ તે પરખી, પ્રૌઢું પગમાં બળ આવ્યું; હૈયે હિંમત આણી,શત્રુનું સૈન્ય હઠાવ્યું. લાડકડાને૦ ૪૦ શસ્ત્ર ત્યાં લક્ષકોટી, અરબુદ શર ત્યાં માર્યો;વારી વાહની પેરે,બિંદુ સરખાં બળ ધાર્યાં.લાડકડાને૦૪૧ અસુર અતુલિતસેના, સિંધુસુતની સંહારી; રણવટ નાઠા જાયે, જયાં કોપ્યા ત્રિપુરારી.લાડકડાને૦૪૨ તવ કોપ કરીને રણમાં,સિંધુનો સુત ગડગડીયો; ત્રિદશ સઘળા ત્રાસ્યા, ને તનમાં ત્રાસ પડીયો. લાડકડાને૦૪૩ એક એક સુર અંગે, તે લક્ષ લક્ષ શર વાગ્યાં; ભડકીને ભડ ભાગ્યા, ને ત્રિદશ ટોળાં તાગ્યાં. લાડકડાને૦ ૪૪ ખલક સહુ ખળભળીયું, સુરનો કીધો સંહાર;કડાઝુડ થઇ કટક,ને વરત્યો હાહાકાર.લાડકડાને૦ ૪૫ પાર્વતિપતિયે કોપી, અગન્યાસ્ત્ર મૂકયું જ્યારે;દાનવ

સૈન્યા ઉપર, વૈશ્વાનળ વરશ્યો ત્યારે. લાડકડાને૦ ૪૬ સિંધુ-સુતે મેઘાસ્ત્ર, મૂક્યુંતે તેણીવાર; પશુપતિએ પવનાસ્ત્રનો, ત્યાં કીધો ટંકાર. લાડકડા૦ ૪૭ ગજ રથ ઘોડા પાળા, ઉડે આકાશે ત્યાંય; ઘુમરાણુ ત્યાં થાય, ભંગાણુ કર્યું રણમાંય. લાડકડાને૦ ૪૮ શંભુએ શૈલાસ્ત્ર, મૂક્યુંતે ત્યાં પ્રચંડ; ઘન-સમ ગિરી કુટ વરસે, તે જેમ ભાગ્યું બ્રહ્માંડ. લાડકડાને૦ ૪૯ સિંધુસુતની સૈન્યાનો, વળીયો કચ્ચરઘાણુ; પાળા ગજરથ પડીયા, મોટા વરસી પાષાણુ. લાડકડાને૦ ૫૦ વિશ્રામ-પાષાણુ પડતા જોઇને, વજ્રાસ્ત્ર મૂકે વીર રે; પર્વતને પ્રાજે કર્યો, ધાયા રણમાં ધીરરે. ૫૧ માન ન મૂકે મર્દ કો, વળગ્યા બીજીવાર રે; રેવા રણમાં ત્યાં પળ્યા, દેવ અસુર નિરધાર રે. ૫૨ ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે સંગ્રામ વર્ણનો નામ સપ્તત્રિંશોઽધ્યાયઃ

## અધ્યાય ૩૮ મો.

રાગ ધનાશ્રી—વદે વાલ્મિક વળતા રે વાણી, કોપ્યા શંભુ જાળંધર જાણી; દોડ્યા દાનવ રણમાં રે શૂર, થાય પાયદળ ત્યાં ચકચુર. ૧ થયા અગણિત યોદ્ધાનિપાત, વરસે બાણુ તણો વરસાત; વહે છે શોણિત નદીયો રે ત્યાંય, ત્રાહે ત્રાહે વરત્યો રણમાંય. ૨ તણાઇ જાય છે બાહુના બળિયા, કોણુ શોણિત કાંપમાં ગળિયા; કંપે મેદની ચરણ પ્રતાપે, ચિદાનંદે ધર્યો શર ચાપે. ૩ માર્યો સિંધુના સુતને જગતાત,

નાખ્યો ગજને યોજન લેઈ સાત; હસ્તિ ચીસ પાડે છે વિશાળ, ખળભળિયાં તે સપ્ત પાતાળ. ૪ ફરી ગજ લેઇ આવ્યો અસુર, વાધ્યું પંચવદન બળપુર; જોજે જટીલ ઘ્યા માહરા હાથ, સરવે સંહારૂં સુરનો રે સાથ ૫ મૂકયું પવનાસ્ત્ર સિંધુકુમાર, ઉડયા વૃષભાદિ યોજન બાર; એળે ઇશ્વર અવનિમાં આવે, મારી બાણુ આકાશે ભમાવે. ૬ આ- વે અવનિ ને ઉંચારે જાય, ચકડોળની પેઠે ચળાય; ગંગાધર થયા ગાભરા ત્યાંહે, પડયું ભંગાણુ મહા રણ માંહે. ૭ અજ ઇંદ્રે જાણ્યું નાખ્યા મારી, ટકી ના શકીયા ત્રિપુરારી; બ્રહ્મા કહે સુણ વાસવ સાર, મેં તો નથી ખમાતો આ માર. ૮ નથી મારે લાભનું કામ, જાવા દ્યો મુને જીવતો ધામ; પીડા ખસુરના મારથી પામું, આપું કહો તો હું રાજી રે નાસું. ૯ નહિ તો અધવચ્ચ જઇશ હું નાસી, થાશે તે ટાણે દેવની હાંસી; નથી કહેતો હું લાજનો માર્યો, હાર ખાધી ને હિમ્મત હાર્યો. ૧૦ નહિ જીતાય આ મોતનો મેળો, ભાઇ થાવા દે ભામની ભેળો; તું બચાવું જો આ સમે હાડ, નહીં ભૂલું હું તારો રે પાડ. ૧૧ નાઠો ગરવી જે ગીરિવરધારી, હવે મારી શી ગુન્હેગારી; કહ્યું કયમ કરે મારી ત્યાં કાય, ત્રિપુરારીયે જયાં ન ટકાય. ૧૨ ઈંદ્ર કહે જઇએ અજ જીતી, કરીએ સામટા યુદ્ધ અનીતિ; ચિત્ત દેઈ સહુ સુર ચઢીયે, ટૂટી એકના ઉપર પડીયે. ૧૩ વિધી કહે કરીએ અધર્મ

આપ, બેસે પાર વનું એમાં પાપ; એની ગર્જના યુદ્ધમાં થાય, મેં તો હંસ ઉપર ન ટકાય. ૧૪ શક્ર કહે ઝાલો રે શરને ચાપ, એનું મારે માથે સહુ પાપ;તેનું તમનેરે લાગે ન લેશ,હિણા કર્મને હું ભોગવેશ.૧૫ કહે ચતુરમુખ ચાપ ન ધારૂં,કહે તો ચો મુખે વેદ ઉચ્ચારૂં;ઇંટયો અસુરને અજ તમે મારો, નથી ગમતો એ જ્ઞાન લવારો. ૧૬ દેખી અસુર ન નાસી રે જાય, એથી અમર ન કાયા રે થાય; ભુખ ભણુતરે કોની ન ભાગે, બ્રહ્મ થાય પણુ ભોજન માગે. ૧૭ વપુ વસ્ત્ર વિના ન ઢંકાય, ખરી ભુખમાં એ ન ખ-વાય; પીડાનું ન મટયું જુવો પીઠું, મેં તો એ દૈવત તમમાં ન દીઠું.૧૭ માટે જ્ઞાનનું ના મળે કામ, કરો સંપીને સ-બળ સંગ્રામ; એમ કહીને ત્યાં આયુદ્ધ લીધાં, સુરે સાથે પ્રયાણુજ કીધાં. ૧૯ ઇંદ્ર ચંદ્ર અરૂણુ અજ ત્યાંય,વિશ્વા-નળ ને વરૂણુ રણુ માંય; કોપ્યા ચંદ્રશેખર આદિ સુર, ચઢયું જેમ સાગરનું રે પુર. ૨૦ શર સમ સમ કરતાં રે ધાય, છુટે ગોફણુ ગુરજ ગદાય; પડે પટ્ટી પરીઘને રે પાશ, ઉડે અમરના રથ આકાશ. ૨૧ આવ્યા અંવનિમાં ઇશ્વર જયારે,ગયા ત્રિદશ નભમાં રે ત્યારે; લાગ સિંધુસુતે તવ લીધો, મારી નંદીને નિરબળ કીધો. ૨૨ થયા ગાભરા ગં-ગાધરણુ, ચીર્યા ચક્રથી વૃષભના ચરણુ; હંસ પર થયા ફાટીને ફુકા, નાઠા દ્રુહીણુ નાવ્યા ઢૂકા. ૨૩ પડી ત્રિદશ

ઉપર તાળી, નાસે ના જુવે પાછું રે ભાળી; પડયા ઢાલા ત્યાં રણુનો રે ઠામ, ભાગ્યા ભડ મૂકી મન મામ. ૨૪ ત્રાહે ત્રાહે ત્યાં ત્રિદશ બોલે, હોટાહોટથી દિગ્ગજ ડોલે; મારી દાનવે દેવ હઠાવ્યા, શશિ શેખર સનમુખ આવ્યા. ૨૫ ગ્રહ્યું પિનાક ત્યાં શૂલપાણી, ધાયા કાળાસ્ત્ર તે સમે તાણી; ઉડયું અસ્ત્ર તે અપર અનુપ, આવી મુરછા ને પડીયો રે ભૂપ. ૨૬ ત્યારે દેવે ત્યાં દુંદુભી દીધાં, પડયા તેણે આયુધ્ધ ઉઠી લીધાં; શસ્ત્ર શોણિતવાળાં રે કરતા, ફુલ્યા ફોગટ સુર સહુ ફરતા. ૨૭ કરે ખુંખારા ને ખાય શ્વાસ, જાણે ઝાઝો શ્રમનો પ્રયાસ; વળી મુરછા ને ગર્જ્યો રે ઘોર, કર્યું જાગી જાળંધરે જોર. ૨૮ ચઢી મેદની તે સમે ચાક, મારી હરને હકીલે રે હાક; કોપી સરપમુખી સાંધ્યો બાણુ, લેવા પશુપતિ કેરો રે પ્રાણુ. ૨૯ થઈ ગર્જના બાણુની ગાઢી, નાઠો નંદી ત્યાં શંભુને પાડી; થયો સુર સૈન્યામાં રે શોક, ત્રાહે વરતાયો ત્રણે રે લોક ૩૦ થયા પાર્વતિવલ્લભ પાળા, વળગ્યા મલ્લ યુધ્ધે મદવાળા; મારે ધનુષ પરસ્પર ધાઇ, તાણે કેશ કપટ કરી સાઇ. ૩૧ ગદા ગુરજ ત્રિશૂળ પડે ત્યાંય, રેતી પેસે રોળાઇ મુખ માંય; પાડ઼ ગડદા પછાડે રે અંગ, થયા ગિરજાપતિ ગતિ ભંગ. ૩૨ પાડે પાર્વતિના પતિ ચીસ, સામાસામી અથાડે રે શિષ; વહ્યો સ્વેદ ચઢે પગે ખાલી, જાણે શૈલે સરિતા રે ચાલી. ૩૩

તોડી ત્રિપુરારીનીરે દાઢી,કુટયા અવનિની ઉપર પાડી; અ-
વિનાશીને ઉઘડા લીધા, મારી કોંહોંણીએ કચ્ચર કીધા.
૩૪ ઉઠી દાનવ ત્યાં દડવડીઓ, કુદી ગિરીવર ગજ પર
ચઢીયો; સાહી વૃષભ ચઢયા શિવરાય. કડાઝુડ. કટક ભેઉ
થાય. ૩૫ મારી શંભુએ સાંગ્યજ ધીરી. નાખ્યો હસ્તિને
ચરરર ચીરી; ઝાલી જંઘાવતે રાખ્યો ત્યાંય,પડયો ચીરીઓ
થઈ રણમાંય. ૩૬ બીજા રથપર બેઠો રે જાઇ, આવ્યો
શંભુની ઉપર ધાઇ; મૂકયો વિષધરે શર મતિ વક્ર, માર્યા
અશ્વ ચીર્યા રથ ચક્ર. ૩૭ થયો ગાભરો સિંધુનો તન,
સજયું વાજીતણું રે વાહન; કોપત્યાંતો કપાળીએ કાઢયો,
તાણી હય થકી હેઠો રે પાડયો. ૩૮ જાણ્યુંઅસુરે કે આ-
વ્યો રે અંત, બળહીન થયો બળવંત; લાગી ચોદશ કા-
ળની ભીતી,જાણ્યું કે ગઇ બાજી રે જીતી. ૩૯ સાંગ્ય શક્તિ
ભાલા ભીડીમાળ, ગદા ચક્ર ભાગ્યાં રે ભૂપાળ; ઠાલોઠાક-
રીયો રણ ઝુઝે, માથે મૃત્યુ ભમેતે રે સુઝે ૪૦ જાણે અ-
વધી આવી રણ ઢૂકી, ત્યારે ઉગર્યાની આશા રે મૂકી;
શિષ જોગણી ઝડપો દે છે, માથે મૃત્યુ ને ગીધ ભમે છે.
૪૧ વરસે રૂધીરનો ત્યાં વરસાત, થાય આભમાં ઉલકારે-
પાત; કંપી મેદની સપ્ત પાતાળ, ડોલ્યો કુર્મ ને દશ દિગ-
પાળ. ૪૨ તારામંડળ ત્યાં તડતડીયા, ભૂલા રવિ શશિના
રથ પડીયા; માયા મહાસુરની સહુ ફેરી,લીધો કાળ કટ-

કમાં રે ઘેરી.૪૩ કહે જાળંધરને મહાદેવ,સમર ઈષ્ટ તારે તતખેવ; હવે નહીં થાય ભામનિ ભેળો,લીધો કાળપુરૂષે તુજ કેડો.૪૪ કાઢયું અર્ધચંદ્ર કહી બાણ, લેવા પશુપતિએ ત્યાં પ્રાણ; મૂકયું બાણ કરી બહુ રીસ. આવ્યા અંતની ઉપર ઇશ. ૪૫ પાડી ચો દશ હસ્તિએ ચીસ, જીવે કયમ જયાં રૂઠયા જુગદીશ; અર્ધચંદ્ર આવ્યું મૂકયું ઇશ, છેદ્યું જાળંધરનું રે શિષ.૪૬ વિશ્રામ—શિષ સિંધુસુત તણું, ઉડયું ત્યાં આકાશરે;ધડ ધરણી ઉપર રહ્યું, પડયો ત્રિલોકે ત્રાસ રે. ૪૭ કુંડળ મુગટ વિરાજતે, તેજ પ્રભાકર ભાસ રે; રેવા શિષ આવી પડયું. વૃંદા વિષ્ણુ પાસ રે.૪૮ ઇતિ શ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે સિંધુસુતસંગ્રામ મૃત્યુવરણોનામ અષ્ટત્રિંશોધ્યાયઃ ૩૮

## અધ્યાય ૩૯ મો.

રાગ મારૂ—વદે વાલ્મિક રે, ભારદ્વાજ શ્રવણે ધરે; સુત શૌનક રે, પ્રત્યે વચન ત્યાં ઉચરે. ૧ વૃંદા વિષ્ણુને રે, એકાંત સ્થળ જયાં જડયું; પોઢયાં પર્યંકે રે, ત્યાં મસ્તક જઇને પડયું. ૨ જોઇ જુવતિને રે,તનમાં ત્રાસ પુરણ પડયો; કર્ણ કુંડળ રે,મુગટ લહ્યો મણીએ જડયો.૩ સતિએ તવ રે,સ્વામિનું મસ્તક જાણીયું; કયાં કુટિલ થઇ રે, અણુચિંત્યું આ દુઃખ આણીયું.૪ કીયા કરમનાંરે, કાળાં પ્રગટ મારાં થયાં; મૂકી મુજનેરે; કંથજી મારા કયાં ગયા.૫કોણ

કપટીયે રે, ભ્રષ્ટ કરી મુને ભોગવી; પાપ પ્રગટીયાં રે, કરમે કલંકવતી હવી. ૬ મારા નાથજી રે, હવે દગો મુજને કર્યો; પ્રાણજીવન રે, તે પાપે તમ દેહ પરહર્યો. ૭ ભુંડા ભાગ્યની રે, માટે શું મુજને મેલી ગયા; નથી બોલતા રે, કંથજી કયમ કપટી થયા. ૮ પીડા પ્રેમની રે, વાલા વદન દરશી બળું; આવી કોયે સ્થળે રે, મનમોહન તમને મળું. ૯ દુઃખ દોહેલું રે, વિકટ વિયોગનું નહીં મટે; નમેરા થવું રે, નાથજી તમને ના ઘટે. ૧૦ રીસ ના લાવશો રે, બળતી બોલું બેભાનમાં; ક્યાં મૂકી ગયા રે, રાજ રઝળતી રાનમાં. ૧૧ પહેલી પ્રાતમાં રે, મોહમાં મન લીધાં હરી; છો દયાનિધી રે, માટે જીવણ ઝાંખો જરી, ૧૨ હું અભાગણી રે, પ્રથમ દોષ મારો પડયો; વેહ વશ થઇ રે, એ અપરાધ મુને નડયો. ૧૩ રકત નેત્રને રે, રૂદન કરે ત્યાં કામની; કોપી કળકળે રે, ભૂલી ભમે છે ભામનિ. ૧૪ ધૂણે શિષને રે, કેશ તોડે કન્યા ત્યાંહાં; પિયુ પાતળા રે, કષ્ટ વિષે નાખી ક્યાંહાં ૧૫ જીવ્યું ઝેર છે રે, કંથ વિના કામની તણું; થયું માહારૂં રે, લોક વિષે લજવાપણું. ૧૬ મુને નાથજી રે, છેહ દેઇ છેટું ન પાડશો; પ્રભુ માહરૂં રે, કે દિન પાનું કહાડશો. ૧૭ કોપ્યું કરમને રે, ગામ ગાળ મુજને ચઢી; રૂપ રાજનું રે, ભાળી ભોળાઈ ભૂલી પડી. ૧૮ પર પુરૂષને રે, મોહ થકી નથી માણિયો; દગો દેવનો રે, જીવણ એ મેં ન જાણીયો. ૧૯ મારૂં મોહન

રે, મળવાને મન અકળાય છે; વાલા તમ વિના રે, પલક કલપ સમ થાય છે. ૨૦ માન્યા મન તણા રે, છો મારી આંખના ભાવતા; ક્યારે દેખીશ રે, ગજપર ચઢી ઘેર આવતા. ૨૧ હીણા હાથનું રે, કોણ જમી રાજી થશે; શોક સિંધુમાં રે, કોણ વહેતાં કર ઝાલશે. ૨૧ દાવો દેવની રે, ઉપર મારો ન ચાલીયો; હાથ હોંસથી રે, જનમ નિભાવાને ઝાલીયો. ૨૩ કહે કોકને રે, કોમળ કયમ કપટી થયા; મૂકી મુજને રે, રાજ રિસાવીને ક્યાં ગયા. ૨૪ રીત રાજની રે, રાંકડી હું જાણું જરી; ત્યારે કંથજી રે, કયમ મુને આગળ ના કરી. ૨૫ કિયા દેશમાં રે, ન્યારાં નગર વસાવિયાં; કેઇ માનિતીયે રે, રાજનાં મનડાં મનાવિયાં. ૨૬ કોણ બાંહડી રે, સાહીને મુજને બોલાવશે; વસ્ત્ર વિવિધનાં રે, મન ગમતાં કોણ મગાવશે. ૨૭ મારાં લાલચુ રે, લોભમાં લોચન ઝુરશે; મોંઘા મૂલના રે, કોણ મનોરથ પૂરશે. ૨૮ ઉઠી ઓળખો રે, કોણ પાપી પાસે પડયો; હિણા કર્મનો રે, નીચ રિપુ મુજને નડયો. ૨૯ પરમેષ્ટિએ રે, મંદ કયાં મુજ માટે ઘડયો; સુતો સેજમાં રે, રાજરૂપ લેઇને રડયો. ૩૦ સુણી સેજથી રે, ત્રાસીને ત્રિકમ ઉતર્યા; ધ્રુજે થરથર રે, શ્રાપ થકી ભીતી ભર્યા. ૩૧ કરી ક્રોધને રે, વૃંદા વચન વળતી વદે; પાપી કોણ છું રે, ભોળવી મુને માયા મદે. ૩૨ દેવ દાનવ રે, રાક્ષસ

યક્ષ કિન્નરપતિ; પ્રેત પિશાચ રે, ગાંધર્વ નર નાગ જયતિ. ૩૩ ઓ અભાગિયા રે, છળ કરી કયાં મુને છેતરી; દેઇ શ્રાપને રે, ભસ્મ કરૂં તુજને ખરી. ૩૪ સતિના શ્રાપથી રે, કમળનયન કંપી ગયા; દગો દીન છે રે, ઓશિયાળા ઇશ્વર થયા. ૩૫ ગુનેહગાર તે રે, ત્રિકમનું તનં ત્રાસીયું; કોટી કંદ્રપ રે, લાવણ્ય રૂપ પ્રકાશિયું. ૩૬ મેઘ શ્યામને રે, અંબુજવરણી આંખડી; ચતુર્ભૂજને રે, અંગુલી પદ્મની પાંખડી. ૩૭ મકરાકૃત રે, કરણમાં કુંડળ ઝળહળે; મોર મુગટને રે, તાપ ત્રિવિધી દરશને ટળે. ૩૮ શંખ ચક્રને રે, પદ્મ ગદા કર શોભતાં; પિતાંબર કટી રે, દેખી મુનિ મન લોભતાં. ૩૯ કંઠે કૌસ્તુભ રે, વૈજયંતી માળા ધરી; ભ્રગુ લાંછન રે, સોળ ચિન્હ શોભિત હરિ. ૪૦ જોઇ વિષ્ણુને રે, વૃંદા વદી છુટી લટે; કરવી ભ્રષ્ટ ના રે, ગિરિવરધર તમને ઘટે. ૪૧ સતિ સંતના રે, રક્ષણ કાજ તમે હરિ; પરનારની રે, શી સમજણે સેવા કરી. ૪૨ કોટિ બ્રહ્માંડમાં રે, પળમાં પ્રકાશ કરી હરો; તો દાનવ તણો રે, આપ આગળ શો આશરો. ૪૩ અન્યુપાસને રે, વધવો હુતો દાનવપતિ; શિર કલંકજ રે, ધરિયું તે ભ્રષ્ટ કરી સતિ. ૪૪ પુરણકામ કયાં રે, પેટમાં પાળી મારિયે; લીલા વિસ્તારીરે, ઘર ઘાલ્યું ગિરિધારિયે. ૪૫ ભૂંડા ભ્રષ્ટ થઇ રે, વિશ્વની બાજી બગાડશો; જીવ જોઇ કરે રે, વાંક ત્યાં કોનો

કાઢશો.૪૬ તાત વિશ્વનારે, લોપ્યો આ વેદનો કાયદો; આ અધર્મમાં રે, શો મળ્યો તમને ફાયદો. ૪૭ વિશ્વકર્ત્તાનો રે, વિશ્વાસ તે રાખ્યો નડયો; છળે છેતરી રે, જીવન જન્મ છુટી પડયો. ૪૮ તપસી રૂપે રે, ભ્રષ્ટ કરી હું ભામનિ; માટે લેઇ જશે રે, કો તપસી તારી કામનિ. ૪૯ મતિ જડ થઇ રે, માટે શ્રાપ આ લાગજો; સરિતા વિષે રે, શૈલનું રૂપ તારૂં થજો. ૫૦ શ્રીપતિ કહે રે, શલ્યા મુને કીધો સતિ; માટે તું થજે રે, વૃંદાવનમાં વનસ્પતિ. ૫૧ હું પાષાણુ પર રે, પામર વસ્ત્ર પખાળશે; ત્યારે તુજને રે, ચતુરાઓ ચૂલે બાળશે. ૫૨ સુણીત્યાં સતિ રે, પાય નમી પરિબ્રહ્મને; રાખો શર્ણમાં રે, વિચારી કર્મ અધર્મને.૫૩ થાશો શૈલ પણુ રે, વિશ્વ પ્રભુ કરી પૂજશે; કરી કામનિ રે, કયમ તમથી અળગી થશે. ૫૪ સુખ સેજમાં રે, ભોગવિયું ભરથાર થઈ; હવે મુજને રે, કંથ કરો અળગી કહિં. ૫૫ રમાનાથ ત્યાં રે, સુંદરીને સ્વાધીન થયા; તાહરે વશ હું રે, શ્રી મુખે એ અક્ષર કહ્યા. ૫૬ તારા વિના હું રે, ભામનિ ભોજન ના કરૂં; તું વિના નહીં રે, ભૂષણુ વસન વપુ ધરૂં. ૫૭ તુલસી તું થજેરે, પટરાણી મારી પ્રેમદા; મોક્ષદાયની રે, તું સતિ સૃષ્ટિમાં સર્વદા. ૫૮ તારૂં પત્રજરે, મૂકીને દાન જે આપશે; તેનું ફળ સતિ રે, કોટી ગણું કોડે થશે. ૫૯ સેવા આચરી રે, પત્ર તારૂં શિર થા-

પશે; તે માનવી રે, પ્રાણથી વલ્લભ મુને લાગશે. ૬૦ છપ્પન ભોગમાં રે, તુજ વિના જમવું નહીં માહરે; શ્રીથી વલ્લભ રે, હું શરણે સતિ તાહરે. ૬૧ કનક પાત્રને રે,વસ્ત્ર આભુષણ ગાય છે; અશ્વ ઉરવી તેરે, તુજથી ક્રોટી ગણું થાય છે. ૬૨ અરપે વિપ્રને રે, તુલસીનું પત્ર ઉપર ધરી; તેને આપું હું રે, વ્યાજ સહિત પાછો ભરી. ૬૩ પૂજે વિપ્રને રે, તાપ ટાળું હું તે તણા; સુણે માહાત્મ્ય આરે, તે વલ્લભ મુજને ઘણા. ૬૪ હાર હેતથી રે, દ્વિજના કંઠમાં થાપતા; તેને કનકનારે, અરપીને સંકટ કાપતા. ૬૫ પરમારથે રે, હાથ ન વાલ્યો જેહને; નથી આપતો રે, તારૂણી હું કંઇ તેહને. ૬૬ તારા શ્રાપને રે, માનુનિ હું મસ્તક ધરૂં; ગત પાવન રે, વિપ્ર વિષે વાસો કરૂં. ૬૭ સુણી ત્યાં સતિ રે, સ્વામિનું શીર લેઇને પળી; વન્હિ પ્રગટિયો રે, વપુ થકી વિનતા બળી. ૬૮ તેની છારમાં રે, લક્ષ્મિવર લોટી ગયા; તર્ત તે પળે રે, છોડ ત્યાં તુલસીના થયા. ૬૯ વિશ્રામ—થયો છોડ તુલસી તણો, વિષ્ણુ વલ્લભ જેહ રે; ત્રિભોવન પાવન તે કથા, વિસ્તારી કહી તેહ રે. ૭૦ ગલકી પુત્ર ગોવિંદજી, શાલિગ્રામ સ્વરૂપરે; રેવા સતિના શ્રાપને, શિર ધારે ભવભૂપ રે. ૭૧ ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે શ્રીવિષ્ણુવૃંદા પરસ્પર વરણોનામ એકોનચત્વારિંશોધ્યાયઃ ૩૯

# અધ્યાય ૪૦ મો.

રાગ આશાવરી—વાલ્મિક વળતા એણીપેરે બોલ્યા, સાંભળને રૂષિરાય; વૃંદા વૃક્ષ થઈ તુલસીનું, ત્યાં થકી વિષ્ણુ પળાય. ૧ સુર સેનામાં શ્રીપતિ આવ્યા, શંભુને કહે સમાચાર; સુણતાં હરખ સઉને રેવાપ્યો, વરત્યો તે જયજયકાર. ૨ આ રીતે સતિને સમજાવી, કપટ કર્યું આ રીતે; શ્રાપ પરસ્પર ત્યાં દીધા, પછી વર આપ્યો એક ચિતે. ૩ તે તુલસી તરૂણી થઈ જોતાં, સ્નેહે મેં મુસ્તક લીધી; વાત સુણી સઘળા સુર હરખ્યા, જો કૃતિ વિષ્ણુએ કીધી. ૪ સુર કહે ધન્ય સતિ વૃંદાને, ચતુર્ભૂજ શિર બેઠી; સફળ થયો અવતાર જ એનો, પ્રભુના સુખમાં પેઠી. ૫ હરિહર અજ ઇંદ્રાદિક સુર સહુ, હરખ ધરે મન માંહે; ભ્રગુને કૃત્યા યોનિથી કાઢયા, વિષ્ણુએ વંદ્યા રે ત્યાંહે. ૬ અસુર ગુરૂ ષટ્ માસ જ સુધી, કૃત્યાની યોનિમાં વાસ્યા; શ્વેત વરણ સોમપણું પ્રગટયું, ત્રિદશના ડર ત્રાસ્યા. ૭ ભ્રગુ ભગવંત તણા પદ વંદી, પોતે પળ્યા નિજ ધામ; અવિનાશી કૈલાસે આવ્યા, વકુંઠે સુંદરશ્યામ. ૮ વરૂણ વળ્યો પાતાળે રે પોતે, ઇંદ્ર સ્વર્ગમાં રે આવ્યા; સઘળા સુર સ્વસ્થાને પહોંચ્યા, ભામનિને મન ભાવ્યા. ૯ બ્રહ્મસદન બ્રહ્માજી પળિયા, ત્રિદશ તાપ નિવાર્યો; દગો કરી દામોદરે પોતે, સિંધુસુતને માર્યો. ૧૦ વાલ્મિક કહે ભાર-

દ્રાજ તે માટે, શ્રાપ સતિયે દીધો; કમળા સીતા રૂપ થયાં ને, લાગે દશાનને લીધો. ૧૧ રાવણે પૂર્વ કથાને જાણી, રૂપ તપસ્વિનું લીધું; પંચવટીમાં જનક સુતાનું, હરણ તેણે તો કીધું. ૧૨ વિષ્ણુ શ્રી રઘુનાથ થયા ને, વન વન રોતા જાય; શ્રાપ સતિનો સફળ જ કરવા, અવિનાશી અથડાય. ૧૩ નહિ તો કોણ રાવણની સત્તા, સીતાનું કરે હર્ણું; કાળરાત્રીની અર્ધ કટાક્ષે, થાય વિશ્વનું મર્ણ. પૂર્વે સનકાદિકના શ્રાપે, જય ને વિજયે ધર્યો દેહ; વેરભાવના ત્રણ અવતારે, પામ્યા નિજ પદ તેહ. ૧૫ હિરણ્યકશિપુ ને હિરણાક્ષ, આદિએ જન્મ જ ધાર્યો; વરાહ ને નરસિંહજ રૂપે, માધવે તેને માર્યો. ૧૬ કુંભકરણ ને રાવણ બીજો, જન્મ ધર્યો બેઉ ભાઈ; જાનકી હરણ કર્યું તે જોઇ, તેને માર્યો રઘુરાઈ. ૧૭ શિશુપાળ દંતવક્ર જ ત્રીજો, જન્મ બે બાંધવે લીધો; કૃષ્ણ સ્વરૂપે વિષ્ણુએ તેને, વાંક કાઢી વધ કીધો. ૧૮ વિષ્ણુ વૃંદા કેરી કથા મેં, સંભળાવી રૂડી રીત; જે સુણતાં સઉ સંકટ જાએ, વાધે પ્રભુમાં પ્રીત. ૧૯ તન ધન સદન સહોદરનું સુખ, પામે પદારથ ચાર; આવાગમન મટે અવનિમાં, એજ કથા આધાર. ૨૦ ગાય સુણે શિખે નરનારી, વશ થાયે વૃજરાય; ત્રિવિધી તાપ ટળે તે સેજે, પાપી પાવન થાય. ૨૧ અડસઠ તિરથ ને સહુ યાત્રા, પૂજન સઘળા દેવ; યજ્ઞ યાગ ને દાન પુણ્ય વ્રત,

સર્વ વળે તતખેવ. ૨૨ હરિહર અજ ઇંદ્રાદિક સુરનાં, જેમાં ચપળ ચરિત્ર; વાલ્મિકે ભારદ્વાજને કીધું, પ્રાક્રમ પરમ પવિત્ર. ૨૩ સંસ્કૃત ગ્રંથનો સાર વલોવી, મેં કીધું પદબંધ; ચરિત્ર ચતુર્ભૂજનાં જેમાં, સરસ કથા જે સંબંધ. ૨૪ ગુણસાગર ગુજરાતની મધ્યે, સિંધુ તટ પર ગામ; ખંભાયતમાં વાસ કવિજન, રેવાશંકર નામ. ૨૫ દ્વિજ ઉદિચ્ય ટોળકિયા તેમાં, કૃષ્ણાતરી કુળ જેહ; વિસાવર પંડ્યા પ્રખ્યાતે, પાવન પરમજ તેહ. ૨૬ જયશંકરનો સુત કર જોડી, કવિજન પ્રત્યે ગાય; પ્રભુ કૃપાએ આ ગ્રંથ પ્રકાશ્યો, કરજો ખોડ ક્ષમાય. ૨૭ ચતુર ચરોત્તર માંહે પાવન, ભાદ્રણ એવું ગામ; ભદ્રકાળી ત્યાં ઇષ્ટ દેવી ને, ગુરૂ શિવશંકર નામ. ૨૮ માત તણા તે તાતજ કહાવે, આદિ એ ઉપદેશ; ભદ્રકાળીને ભજતાં વાસ્યાં, વદને શારદ શેષ. ૨૯ અધ્યાય ચાળીસ અવિચળ કીધા, રાગ ત્રયોદશ શિષ; ચોપાઇ એક હજાર ને નવસેં, ઉપર ઓગણત્રીસ. ૩૦ આશાવરી ધનાશ્રી મેવાડો, મારૂ ને કેદાર; સિંધુ મલ્હાર સામેરી ટોડી, કલ્યાણ દેવગંધાર. ૩૧ બિહાગ ને પરજીયો એ પુરણ, રાગ ત્રયોદશ સાર; જેટલા ફેરા જે આવે તે, વર્ણવું સહુ વિસ્તાર. ૩૨ આશાવરી તે આઠજ ફેરા, મેવાડો ત્રણ વાર; મારૂ પાંચ ને મલ્હાર ત્રણ, ધનાશ્રી અગિયાર. ૩૩ બિહાગ બે ને ગંધારદેવતે, બે

ફેરા નિરધાર; એંશી છે વિશ્રામની ચોપાઇ, અન્ય રાગ એક વાર. ૩૪ વિક્રમ શક ઓગણિસેં છવ્વીસ, પક્ષ વદ ને ફાગણ માસ; પંચમી ને મંગળ દિનવારે, પુરણ ગ્રંથ પ્રકાશ. ૩૫ વિશ્રામ—પ્રકાશ પુરણ ગ્રંથનો, કીધો પરમ પવિત્ર રે; રેવા રસિક બંને મળી, વર્ણવી કથા વિચિત્ર રે. ૩૬ પ્રાણીને પ્રિય લાગવા, રસ મિશ્રીત છે ગ્રંથ રે; એકમને સુણતાં જડે, રેવા રસિકનો પંથ રે. ૩૭ ઇતિશ્રી પદ્મપુરાણે જાળંધરોપાખ્યાને કવિ રેવાશંકર વિરચિતે વિષ્ણુવૃંદા કથા સંપૂર્ણો નામ ચત્વારિંશોધ્યાય: ૪૦

ઇતિ શ્રી કવિ રેવાશંકરકૃત જાળંધરોપાખ્યાનં સંપૂર્ણમ

॥ શુભંભવતુ ॥